# શ્રી શારદામણિ દેવી



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨

આઠ આના

“સસ્તું સાહિત્ય” એટલે “ઊંચામાં ઊંચું સાહિત્ય”

# શ્રી શારદામણિ દેવી



લેખક: આનન્દ ચૈતન્ય



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ-૨



આઠ આના

બીજી આવૃત્તિ

પ્રત : ૩૫૦૦ :: સં. : ૨૦૦૨





## અનુક્રમ



મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ લ૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ : અમદાવાદ

# લેખકની ભૂમિકા

ધર્મશાસ્ત્રો કહે છે, કે આ સંસારમાં જીવનનું ધ્યેય ઈશ્વરલાભ યાને આત્મદર્શન. એ ધ્યેયે પહોંચવા માટેનું સર્વોત્તમ સાધન મનુષ્ય-જન્મ. મનુષ્યજન્મ ધારણ કરીને ધર્મસાધન કરવાના મુખ્ય બે માર્ગ: પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ. નિવૃત્તિમાર્ગે સાધના કરનાર મનુષ્ય ગૃહસ્થાશ્રમની સર્વ મુશ્કેલીઓમાંથી મોકળો થઈને, સાથે સાથે સંસારાશ્રમની સર્વ સગવડોને પણ તિલાંજલિ દઈને, ત્યાગમાર્ગનું અવલંબન કરીને, સંન્યાસી જીવન ગાળે છે; જ્યારે પ્રવૃત્તિપરાયણ, ગૃહસ્થાશ્રમમાં રહીને સુખસગવડપૂર્વક સંસારવ્યવહાર ચલાવનાર મનુષ્યને નિષ્કામભાવે ઈશ્વરપ્રીત્યર્થ સર્વ કર્મો બ્રહ્માર્પણ કરીને મુક્ત થવાનો માર્ગ શાસ્ત્રો બતાવે છે.

ગૃહસ્થાશ્રમની ગાડીનાં બે પૈડાં–સ્ત્રી અને પુરુષ. પુરુષના કાર્યવ્યવહારમાં પડદા પાછળ રહીને સ્ત્રી અનેક રીતે સહાયભૂત થાય છે, એવો સંસારમાં ઘણાંનો અનુભવ છે. આ જગતમાં મહાન ગણાયેલા ઘણા ય પુરુષોના જીવનમાંથી તેમની પાછળ રહેલી સ્ત્રીની પ્રેરણાશક્તિનો પરિચય મળે છે; એટલું જ નહિ, પણ કેટલીક વાર એવું પણ બનેલ છે, કે અમુક મહાન વ્યક્તિ આ સંસારમાંથી ચાલ્યા જવા પછી તેનું જીવનકાર્ય તેની સ્ત્રીએ સફળતાપૂર્વક ચલાવ્યું છે. જીવનના દરેક ક્ષેત્રમાં આવું બનેલ છે; એટલે બન્નેનાં કાર્યક્ષેત્ર અલગ અલગ હોવા છતાં સાંસારિક જીવનમાં સ્ત્રીનું સ્થાન પુરુષ કરતાં કોઈ રીતે ઊતરતા દરજ્જાનું નથી. ઊલટું, એમ પણ કહેવાને કારણ છે, કે કોઈ કોઈ કિસ્સાઓમાં તો સ્ત્રી જો ઉચ્ચ પ્રકૃતિની અને પ્રભાવશાળી ન હોત, તો પુરુષ એટલો મહાન થઈ શક્ત કે કેમ એ એક શંકાસ્પદ પ્રશ્ન છે. આ વસ્તુસ્થિતિનો ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ સમા અવતારી પુરુષે પણ સ્વીકાર કરેલ છે; અને પોતાની પત્ની વિષે તેઓ કહે છે, કે "એ (પોતાની પત્ની–શારદામણિ દેવી) જો ઉચ્ચ સાત્ત્વિક પ્રકૃતિની ન હોત, તો મારા સંયમનો બંધ તૂટત નહિ એમ

કોણ કહી શકે?" એટલે શ્રી રામકૃષ્ણ પરમહંસની મહત્તા જેટલી તેમના પોતાનાં ત્યાગ-તપશ્ચર્યાને આભારી છે, તેટલી જ તેમની એ મહત્તાને સૌથી પ્રથમ પિછાનીને તેમના માર્ગમાં અનુકૂળ રહી સેવા દ્વારા તેમનું જીવનકાર્ય સરળ બનાવનાર તેમની પત્ની શ્રીમતી શારદામણિ દેવીને પણ આભારી છે.

યુગાવતાર ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવન પાછળ છાયા સમી રહેલી આ મહીયસી નારીનું જીવનચરિત્ર જાણવાની આકાંક્ષા સૌને થાય એ સ્વાભાવિક છે; પણ એ સાધ્વીનું જીવન એટલું બધું શાંતતાપૂર્વક, કોઈ પ્રકારની જાહેરાત વિના અને અજ્ઞાત રીતે વહી ગયું છે, કે તેમના ખાસ અંગત પરિચયમાં આવેલ ભક્ત-શિષ્યો સિવાય તેમની મહત્તાને પિછાનવાને બહુ જ થોડી વ્યક્તિઓ ભાગ્યશાળી થઈ છે; એટલે એ મહાન નારીજીવનથી બૃહદ્ ગુજરાતને વધુ પરિચિત કરવા તથા આ ભોગપ્રધાન વીસમી સદીમાં કલકત્તા જેવા વિલાસી શહેરની વચ્ચે રહેવા છતાં પવિત્રતા, ત્યાગ, સરલતા, સંયમ, નિઃસ્વાર્થ, નિરભિમાન, ઈશ્વરપરાયણતા અને ચારિત્ર્ય આદિ ઉચ્ચ ગુણોના મૂર્તિમાન આદર્શને ગુર્જર નારી સમક્ષ રજૂ કરવા માટે આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

મા શારદામણિના પ્રત્યક્ષ પ્રસંગમાં આવવાનું લેખકના ભાગ્યમાં નિર્માયું નહોતું; પણ માના અતિગાઢ પરિચયમાં આવેલ સાધુ-ભક્તોનો સંગલાભ તેને સદ્‌ભાગ્યે મળેલ છે; એટલે આ જીવનચરિત્રના ઉપકરણરૂપ સામગ્રી એ સાધુ-શિષ્યો પાસેથી તથા 'શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ' અને 'માયેર કથા' એ બંગાળી ગ્રંથોમાંથી મળી છે.

આ જીવન-કથાનક વાંચીને કોઈ પણ વ્યક્તિને ઉચ્ચ માર્ગે આગળ વધવાને કંઈ પણ પ્રેરણા યા સહાય મળશે, તો તે ગુણ આ મહાન નારીજીવનનો છે; અને જે કાંઈ ત્રુટીઓ નજરે ચડે, તેમને માટે દોષિત છે લેખક.

પંચવટી, **નાસિક**
તા. ૧-૬-૧૯૪૪

**આનન્દ ચૈતન્ય**

## અર્પણ

પૂજ્યપાદ શ્રી સદ્‌ગુરુદેવ શ્રી મહાપુરુષ
સ્વામી શિવાનંદજીને

‘સસ્તું સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચું સાહિત્ય’

# ગ્રંથોનું સૂચિપત્ર

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત-ભાષાંતર**-દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫-૦ |
| **ગિરધરકૃત રામાયણ**-કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪-૮ |
| **માનસ રામાયણ**-બે ભાગમાં, દોહા-ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭-૦ |
| **તુલસીકૃત રામાયણ**-બે ભાગમાં, દોહા-ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે: ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭-૮ |
| **વાલ્મીકિ રામાયણ**-ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬-૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**-સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬-૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**-રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ-ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૬ | ૭-૮ |
| **વૈદિક વિનય**-દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર-વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩-૧૨ |
| **આખ્યાનમાળા**-ગ્રંથ ૧ લો તથા ૨ જો-સ્વ૦ અનંતપ્રસાદકૃત ઋષિ-મુનિઓ તથા દેવ-દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ... | ૧૪૨૮ | ૬-૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**-પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦-૮ |
| **ઉપદેશસારસંગ્રહ**-મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૨૮૪ | ૧-૮ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**-મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ | ૧૬૮ | ૧-૦ |
| **સુબોધરત્નાકર**-ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧-૮ |
| **વિષ્ણુસહસ્રનામ**-ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦-૪ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**-ભગવાન વિષ્ણુનાં હજાર નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... | ૨૨૦ | ૦-૬ |
| **મનુસ્મૃતિ**-સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩-૦ |

**હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**–અભયદેવ શર્માકૃત
ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર ૩૨૪ ૧–૦
**પરિચિત પદસંગ્રહ**–જૂના ભક્તો અને સંતોનાં ભજનો (છપાય છે.)
**મહાવાક્ય રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... ૧૪૪ ૦–૧૨
**એકાદશ ઉપનિષદો**–મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ ૪૩૨ ૨–૮
**બૃહદારણ્યક અને બીજાં ૧૦૦ ઉપનિષદો**–મૂળ શ્લોકો
તથા સરળ અનુવાદ: (છપાય છે.)
**દત્ત–પરશુરામ** અથવા **આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેય પ્રણીત
ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે ૩૪૪ ૨–૦
**હું કોણ ?** અથવા ઉકાભક્તનું આત્મદર્શન– ... ...
લેખક : સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) ૩૮૪ ૨–૦
**પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા: શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮
**વિદુરનીતિ**–શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... ૧૬૮ ૦–૧૨
**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... ૧૮૦ ૧–૪
**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામ શર્માનાં ધાર્મિક
વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦
**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦
**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦
**શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો ૧૨૪૦ ૮–૦
**એકાદશ સ્કંધ**–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... ૪૮૦ ૧–૪
**દીવાને સાગર**–પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ
આપતી શ્રી 'સાગર'ની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮
**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩–૦
**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા
આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧–
**મીરાં અને નરસિંહ**–( સંપાદક : ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા ) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨
**તુકારામ્હણે**:–સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ
મરાઠીમાં... ૧૨૦ ૦–૫

# શ્રી શારદામણિ દેવી

## ૧ : પિતૃપરિચય અને જન્મ

'**जन्मकर्म च मे दिव्यं**–મારાં જન્મ તથા કાર્ય દિવ્ય છે' એમ શ્રી ભગવાન ગીતામાં બોલ્યા; અર્થાત્ લોકોત્તર અવતારી વ્યક્તિ લોકોને જ્ઞાનદાન દ્વારા આધ્યાત્મિક ઉન્નતિને પંથે ચડાવવા દિવ્ય ભાવથી પ્રેરાઈને સ્વેચ્છાપૂર્વક જન્મ ગ્રહણ કરે છે; સાધારણ જીવકોટિ વર્ગના મનુષ્યોની માફક માતપિતાના સ્થૂલ શારીરિક સંબંધના પરિણામ રૂપે નહિ. નવાઈ જેવું તથા ન મનાય તેવું લાગવા છતાં એ સાવ સાચું છે. અવતારી પુરુષો તરીકે ઓળખાતી લગભગ બધી વિભૂતિઓના જન્મ વિષે એ મતલબની જ હકીકત મળી આવે છે.

ભગવાન શ્રી રામચંદ્રના જન્મસંબંધે રામાયણના રચનાર કહે છે, કે યજ્ઞનારાયણની પ્રસાદીરૂપ હવિષ્યાન્ન ભોજન કર્યા પછી કૌશલ્યાજીને ગર્ભ રહ્યો હતો.

ભગવાન શ્રી કૃષ્ણનાં પિતામાતા વસુદેવ–દેવકીને કંસના કારાગારમાં ષડૈશ્વર્યપૂર્ણ ભગવાનરૂપે દર્શન દઈને પછી પ્રભુએ ગર્ભપ્રવેશ કર્યો એમ શ્રી ભાગવતકાર વ્યાસ વર્ણવે છે.

ભગવાન બુદ્ધના જન્મ પૂર્વે ગર્ભપ્રવેશકાળે તેમની માતા માયાદેવીને નિદ્રાવસ્થામાં અનુભવ થયો, કે જ્યોતિર્મય શ્વેત હાથીનું સ્વરૂપ ધારણ કરીને જાણે કોઇ દિવ્ય પુરુષ પોતાના ઉદરને વિષે પ્રવેશ કરે છે, અને પોતાનું આવું સૌભાગ્ય જોઇને દેવગણો પોતાની સ્તુતિ કરી રહ્યા છે.

ભગવાન ઈસુ ખ્રિસ્તના જન્મ વિષે પણ બાઇબલ જણાવે

છે, કે તેમની માતા શ્રીમતી મેરીને એક અદ્‌ભુત દિવ્ય આવેશ આવ્યો ને તે તેમાં તન્મય થઈ રહી, અને પોતાના ભાવિ સ્વામી જોસેફની સાથે સ્થૂળ દૈહિક સંબંધ થયા પહેલાં જ પોતાને ગર્ભનાં લક્ષણો જણાવા લાગ્યાં.

ભગવાન શ્રી શંકરાચાર્યનાં માતુશ્રીને પણ લાગેલું, કે દેવાધિદેવ મહાદેવનાં દિવ્ય દર્શન અને વરદાનની પ્રાપ્તિથી પોતાને ગર્ભધારણ થયેલ છે.

ગૌરાંગ ભગવાન શ્રી ચૈતન્ય મહાપ્રભુની જનની શ્રીમતી શચીદેવીને પણ એવા જ પ્રકારનો અદ્‌ભુત અનુભવ થયાનું શ્રી ચૈતન્ય–ચરિતામૃત વગેરે વૈષ્ણવ ગ્રંથોમાં લખેલું છે.

વર્તમાન વીસમી સદીના અવતારી પુરુષ શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના પિતા શ્રીયુત ખુદીરામ ચટ્ટોપાધ્યાયને ગયા ધામમાં ભગવાન વિષ્ણુએ દર્શન આપીને કહેલું, કે 'હું તમારે ત્યાં પુત્રરૂપે આવીશ.' અને ત્યાં કામારપુકુરમાં પાછળથી શ્રી રામકૃષ્ણનાં માતુશ્રી શ્રીમતી ચંદ્રમણિ દેવીને પોતાના ઘર સામે જ આવેલા જુગીના શિવમંદિરમાં પૂજા કરતાં કરતાં શિવની પિંડીમાંથી એક અદ્‌ભુત દિવ્ય જ્યોતિ નીકળી અને તેથી મંદિર આખું ભરાઈ ગયું અને પછી તે જ્યોતિ પોતામાં પ્રવેશ કરી ગઈ ને ત્યારથી પોતાને ગર્ભ-સંચાર થયો એવો અનુભવ થયેલો. એ ગર્ભમાં આવેલ મહાપુરુષ શ્રી રામકૃષ્ણ પરમહંસ!

રામાવતારની મુખ્ય શક્તિ સીતાજીનું જન્મકારણ રામાયણકારે એવું જ અપાર્થિવ અને દિવ્ય દર્શાવ્યું છે અને અલ્પ સમયમાં જ આપણા જાણવામાં આવશે, કે આ જીવન-

  

ચરિત્રની મુખ્ય પાત્રી શ્રીમતી શારદામણિ દેવીનો જન્મ પણ એ બધી અવતારી વ્યક્તિઓની હારમાળામાં મૂકી શકાય એવો જ દિવ્ય છે.

સુજલામ્ સુફલામ્ શસ્યશ્યામલામ્—બંગદેશના બાંકુડા જિલ્લામાં, કલકત્તાથી સોએક માઇલને અંતરે જયરામવાટી નામનું એક સાવ નાનું ગામડું આવેલું છે. ગામની ચારે કોર સીમમાં લીલાં કાચ જેવાં હરિયાળી ડાંગરનાં ખેતરો, મંજુલ સ્વરે કૂજન કરતાં રંગ-બેરંગી પક્ષીવૃંદથી ગૂંજિત થઈ રહેલાં આંબા, આંબલી, પીપર, વડ તથા બીજાં ઘટાદાર વૃક્ષોની વનરાજિ, વનરાજિની છાયામાં વિશ્રાંતિ લઈને વાગોળતાં ગાય આદિ પશુઓનાં ધણ અને એ સર્વેને વેલ સમી વિંટળાઈ વળીને વહેતી નાની નદી આમોદર: શારદામણિ દેવીનું ગામ આ જયરામવાટી!

આ ગામમાં એક અત્યંત નિષ્ઠાવાન, સદાચરણી અને પ્રભુપરાયણ બ્રાહ્મણ કુટુંબ વસતું હતું. તે કુટુંબના મુખ્ય પુરુષનું નામ હતું શ્રીયુત રામચંદ્ર મુખોપાધ્યાય. તેમની પત્નીનું નામ શ્રીમતી શ્યામાદેવી. આ વિપ્રદંપતી સાંસારિક સંપત્તિથી શ્રીમંત નહોતાં, પણ ચારિત્ર્યબળ, પવિત્રતા તથા દેવભક્તિરૂપ દૈવી સંપત્તિ ખૂબ હતી. ઘરસંસાર શિવના સંસાર જેવો હોવા છતાં બન્ને અપરિગ્રહી વૃત્તિનાં હતાં. દિવસનો મોટો ભાગ દેવસેવા અને ધર્મ-કર્મમાં વ્યતીત થતો. આંગણે આવેલ અતિથિ ભોજનથી તૃપ્ત થયા વિના જવા પામતો નહિ. આવાં સાત્ત્વિક દંપતીને ત્યાં શ્રીમતી શારદામણિ દેવીએ જન્મ લીધો.

પોતાના જન્મ સંબંધે શારદામણિ દેવી નીચે મુજબ

કહેતાં : “ મારો જન્મ પણ એમની (શ્રી રામકૃષ્ણની) જેમ જ. એક વખતે મારા બાપા કંઈ કામને અંગે કલકત્તા ગયા હતા; એ વખતે કંઈ પર્વ આવ્યું એટલે ગામની સ્ત્રીઓ ટોળે મળીને નજીકના શિહોડ ગામે દેવદર્શન તથા પાસેની વૃક્ષ-રાજિમાં વનભોજન કરવા નીકળી. પૂજાપો, નૈવેદ્ય તથા ભાતું અને રસોઈનો સામાન લઈને મારાં મા પણ સહુની સાથે ગયાં હતાં. દેવદર્શન, પૂજા વિગેરેથી પરવારીને રસોઈ બનાવીને સહુ જમ્યાં. પછી એ પર્વને દિવસે દેવતાનાં દર્શનના માહાત્મ્યની કથાઓ કરી, કીર્તન–ગીત ગાયાં અને એવી રીતે આખો દિવસ પૂજાના સાત્ત્વિક આનંદ–ઉત્સવમાં પસાર કરીને સાંજ પડવા આવતાં સ્ત્રીઓની મંડળીઓ એક પછી એક ગીત ગાતી ગાતી ઘેર જવા નીકળી. મારાં મા પણ પોતાની મંડળીની બાઈઓ સાથે પાછાં રવાના થયાં. ચાલતાં ચાલતાં જયરામવાટીને ગોંદરે આવેલું યામાસિદ્ધિ દેવીનું મંદિર સામે જ દેખાવા લાગ્યું. તેની નજીકમાં જ નાની સરખી ઝાડવાંની ઘટા અને વચ્ચે એક બોરસલીનું મોટું ઝાડ. મંદિરની નજીક પહોંચતાં માને શૌચ જવાની હાજત લાગી. સાથેની બાઈઓને મંદિરને ઓટલે જઈને બેસવાનું કહીને, પોતે શૌચ જવા માટે પાણી ભરીને પેલા બોરસલીના ઝાડ નીચે જઈને બેઠાં. શૌચ–બૌચ તો કાંઈ થયું નહિ; પણ એમ લાગ્યું, કે જાણે એક વાયુનો ગોળો પોતાના ઉદરમાં પ્રવેશ કરી ગયો અને પેટ ખૂબ ભારે થઈ ગયું. પોતે તો હજી બેઠાં જ છે, એટલામાં તેમણે જોયું તો લાલ રેશમી ચૂંદડી પહેરેલી એક પાંચ છ વર્ષની અત્યંત રૂપાળી છોકરી ઝાડ પરથી ઊતરીને તેમની પાસે આવી, મઝાના નાનકડા હાથથી પાછળ-

થી ગળે વળગીને તે બોલી: 'હું તમારે ઘેર આવું છું હો મા!' એટલામાં મા બેભાન થઈ ગયાં ને પડી ગયાં. આ બાજુ મંદિરને ઓટલે બેઠેલી બાઈઓને ચિંતા થવા લાગી, કે શ્યામા હજી સુધી આવી કાં નહિ? શૌચ જતાં કેટલીક વાર? એટલે તેમાંથી બેએક જણીઓ ઊઠીને બોરસલીના ઝાડ નીચે ગઈ. જઈને જુએ તો શૌચનું કંઈ ચિહ્ન નહિ, પાણીનો લોટો બાજુમાં એમનો એમ પડેલો, ને મા તો અચેતન થઈને પડેલાં. તરતાતરત તેમાંથી એક જણી દોડીને બીજી બાઈઓ-ને બોલાવી લાવી ને માને ઉપાડીને મંદિરને ઓટલે પહોંચાડ્યાં. ધૂપ દઈને કાનમાં દેવીના નામનો મંત્રોચ્ચાર કરતાં કરતાં માને સંજ્ઞા આવી. એ છોકરીએ જ માના ઉદરમાં પ્રવેશ કરેલો અને ત્યાંથી મારો જન્મ!" ઈ. સ. ૧૮૫૩ના ડિસે-મ્બર માસની ૨૨મી તારીખ, પોષ વદ સપ્તમી તિથિ ને ગુરુવારને રોજ સવારના ચારેક વાગ્યાનો સમય!

## ૨: લગ્ન અને સાસરું

અવતારી વ્યક્તિઓના જીવનની કેટલીક ઘટનાઓના ખુલાસા આપણા સાધારણ મનુષ્યોની અલ્પાંશ બુદ્ધિથી નથી આપી શકાતા. સામાન્ય જનસમુદાયની સાદી સમજમાં ઊતરે એવી સમજૂતી આપવા જતાં આપણી અક્કલ કામ નથી કરતી. શારદામણિ દેવીનું લગ્ન પણ એવો જ એક કોયડો છે. મોટા મોટા વિદ્વાનોના વિદ્યાને આ ઘટનાનો ખુલાસો સમજાવ-તાં આંખે અંધારાં આવી ગયાં છે; એટલે અહીં એ પ્રયત્ન-માં ન પડતાં તેમના જીવનની આ ઘટનાનું વર્ણન માત્ર કરીને વાચક તેના પર વિચાર કરીને પોતાનો અભિપ્રાય

સ્વતંત્ર રીતે બાંધે એમ કરીશું. હજી જન્મીને જગતનાં અજવાળાં જોયાંને પૂરાં પાંચ ચોમાસાં પણ માંડમાંડ વીત્યાં, ત્યાં તો નાની શારદીનાં સગપણ માટે માગાં આવ્યાં; એ ભવિષ્યનાં સાસરિયાંનો પરિચય હવે અપાય છે.

જયરામવાટીથી બે ગાઉ દૂર કામારપુકુર નામનું એક ગામ છે. ત્યાં ખુદીરામ ચટ્ટોપાધ્યાય નામના અત્યંત નિષ્ઠાવાન, ભક્તિપરાયણ, સંતોષી, પવિત્ર બ્રાહ્મણ રહેતા હતા. જૂઠી સાક્ષી ન આપવા માટે જમીનદારના ક્રોધનો ભોગ થઈને બાપનું ગામ, ગરાસ તથા ઘરબાર વગેરે સંપત્તિ છોડીને તે કામારપુકુરમાં મિત્રના આશ્રયે આવીને રહેલા. તેમની સ્ત્રી ચંદ્રમણિ દેવી પણ અત્યંત પવિત્ર, સરલ, દેવપરાયણ અને બ્રાહ્મણ–સાધુ–અભ્યાગતનો સત્કાર કરનારી હતી. તેમને આંગણે આવેલ કોઈ પણ અતિથિ જમ્યા વિના કદી જઈ શકતો નહિ; એટલું જ નહિ, પણ આજુબાજુ પાડોશમાં જઈને સહુ જમ્યાં કે નહિ એમ પૂછી આવતી ને પછી જમતી. જો કોઈ ભૂખ્યું હોય, તો પોતાનું ખાવાનું તેને ખવરાવી આવતી.

એ બ્રાહ્મણ દંપતીને રામકુમાર, રામેશ્વર અને રામકૃષ્ણ નામે ત્રણ પુત્રો તથા કાત્યાયિની અને સર્વમંગલા નામની બે કન્યાઓ થઈ. સૌથી નાના રામકૃષ્ણનું બીજું નામ હતું ગદાધર.

એ આખું કુટુંબ જ દિવ્ય શક્તિ પ્રભાવવાળું તો ખરું ! શ્રીયુત ખુદીરામની ઉપાસ્ય દેવતા શીતળાદેવી આઠ વર્ષની નાની બાલિકાનું સ્વરૂપ ધારણ કરીને તેમને ફૂલ ચૂંટવા વગેરેમાં મદદ કરતી. તેમની સ્ત્રી ચંદ્રમણિ દેવીને પણ શ્રી લક્ષ્મીદેવીનાં દર્શન તથા વાતચીત થવા ઉપરાંત ગાયત્રી આદિ બીજી અનેક દેવદેવીઓનાં દર્શન થયા કરતાં. મોટો પુત્ર રામકુમાર

દૈવી શક્તિના પ્રભાવથી વચનસિદ્ધ હતો. તેણે પોતાની સ્ત્રી તથા બીજી એક શ્રીમંતની સ્વરૂપવતી સ્ત્રીનું મૃત્યુ અગાઉથી કહી આપેલું. તેનો શાપ મિથ્યા ન જતો. વચ્ચેટ દીકરા રામેશ્વરે પણ પોતાનો મૃત્યુકાળ અગાઉથી જ જણાવી દીધેલો, અને મૃત્યુની રાતે સૂક્ષ્મ શરીરે પોતાના મિત્રને ત્યાં જઈને તેને પોતાના દેહત્યાગની ખબર આપવાની સાથે પોતાના કુળદેવતા રઘુવીરની સંભાળ રાખતા રહેવાની ભલામણ કરેલી. નાના પુત્ર ગદાધરનો જન્મ તો વળી એ સૌથી વિશેષ અદ્ભુત છે.

સાઠ વર્ષની પાકટ વયે શ્રીયુત ખુદીરામ પિતૃઓનું શ્રાદ્ધ કરવા સારુ પગે ચાલીને ગયા જવા નીકળ્યા. ગયામાં પહોંચીને શ્રાદ્ધાદિક ક્રિયા પૂર્ણ કરીને રાતે ધર્મશાળામાં સૂતા હતા ત્યાં સ્વપ્ન દેખાયું, કે ભગવાન ગદાધર વિષ્ણુ, દેવો અને પિતૃઓ આદિની સાથે સભા ભરીને બેઠેલા છે. તેમાં ખુદીરામે પોતાને પણ એક બાજુએ એક ખૂણામાં ઊભેલા જોયા, ને હાથ જોડીને પોતે ભગવાનની સ્તુતિ કરી રહેલ છે. સ્તુતિથી પ્રભુ પ્રસન્ન થયા અને બોલ્યા, કે ‘ખુદીરામ, તમારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું અને એક વિશેષ પ્રયોજનની સિદ્ધિને માટે હું તમારે ત્યાં જન્મ લઈશ’. એ સાંભળતાં જ બિચારા ખુદીરામ હર્ષથી ગળગળા થઈ ગયા; ને પોતાની ગરીબ અવસ્થાનો ખ્યાલ આવતાં ગભરાઈને બોલી ઊઠ્યા: ‘પ્રભુ, હું ગરીબ બ્રાહ્મણ આપની સેવા શી રીતે કરી શકીશ? આપે મારી ઝૂંપડીમાં પુત્રરૂપે પધારવાની ઇચ્છા દર્શાવી એ જ મારું અહોભાગ્ય છે.’ ત્યારે શ્રી વિષ્ણુ બોલ્યા, કે ‘ભક્ત ખુદીરામ, તમે મૂંઝાઓ મા; તમે મને જે કંઈ અર્પણ કરશો

તેથી હું સંતોષ માનીશ. માટે તમે મારી ઇચ્છાની આડે ન આવો.' એટલામાં ખુદીરામની આંખો ઊઘડી ગઈ અને સ્વપ્નની તાજી અસરને લીધે પોતે આ જે અનુભવ્યું તે સાચું કે સ્વપ્ન તેનો નિર્ણય કરી શકયા નહિ. વખત વીતતાં થયેલ જાગૃતિના ભાને નક્કી કર્યું, કે એ હતું તો સ્વપ્ન; પણ સાથે સાથે 'દેવસ્વપ્ન મિથ્યા થાય નહિ' એ શાસ્ત્રવચન પરની શ્રદ્ધાએ એમ પણ અંતરમાં ઠસાવ્યું, કે 'આપણે ત્યાં કોઈ મહાપુરુષ પધારવાના છે'. પણ તેનું પ્રત્યક્ષ પ્રમાણ ન મળે ત્યાંસુધી કોઈને વાત ન કહેવાની મનમાં ગાંઠ વાળી.

આ બાજુ કામારપુકુરમાં ખુદીરામનાં પત્ની ચંદ્રમણિ દેવીને પણ એક નવો જ અનુભવ થયો. પોતે એક દિવસે આંગણાની સામેના શિવમંદિરમાં પૂજન કરી રહ્યાં હતાં, એટલામાં શિવલિંગમાંથી એક ઝળહળતી દિવ્ય જ્યોતિ નીકળી ને આખું મંદિર ભરાઈ ગયું. એ જ્યોતિ વેગપૂર્વક પોતાનામાં પ્રવેશ કરી ગઈ અને પોતે સંજ્ઞા રહિત થઈને પડી ગયાં. પાડોશની બાઈઓએ કેટલી ય વાર સુધી સારવાર કર્યા પછી ભાન આવ્યું. એ વખતે પોતાને લાગવા માંડ્યું, કે આટલી વૃદ્ધ વયે પણ પોતાને જાણે કે ગર્ભ રહ્યો છે. શ્રીયુત ખુદીરામ યાત્રાએથી પાછા આવ્યા ત્યારે ચંદ્રમણિ દેવીએ પોતાને થયેલા દિવ્ય અનુભવ અને શારીરિક અવસ્થાની વાત કરી; એટલે ખુદીરામે પણ પોતાના સ્વપ્નની વાત કહી સંભળાવી ને કહ્યું, કે 'આપણે ત્યાં પ્રભુ પુત્રરૂપે અવતરશે એમ લાગે છે; પણ એ સમય આવતાં સુધી આ વાત કોઈને જાહેર કરવાની જરૂર નથી. જે થાય તે જોયા કરવું.'

આખરે દસ માસ થતાં ચંદ્રમણિને પુત્રજન્મ થયો અને

જ્યોતિર્વિદ્યાવિશારદ ખુદીરામે ગ્રહોની સ્થિતિ પરથી જન્મ-કુંડલી કરીને જોયું, તો નવા જન્મેલ બાળકની કુંડલી રામ અને કૃષ્ણ જેવા અવતારી પુરુષો કરતાં કોઈ રીતે ઊતરતી ન હતી. દેવસ્વપ્ન ખરું પડ્યું હોય એમ લાગ્યું, અને તેમણે ગદ્‌ગદ્‌ ભક્ત ચિત્તે પ્રભુપ્રાર્થના કરી. ગયા ક્ષેત્રના ગદાધારી ભગવાનનું સ્વપ્ન સ્મરણમાં લાવીને બાળકનું નામ રાખ્યું ગદાધર. પ્રિયદર્શન બાલક ગદાધર ગરીબ પાડોશણ ધની લુહારણથી માંડીને ગામના જમીનદાર બાબુ ધર્મદાસ લાહા સુધી સહુને પ્રિય થઈ પડ્યો; પરંતુ એ પુત્રની મહત્તા જોવાનું ખુદીરામના ભાગ્યમાં નિર્માયું નહોતું. તેમણે તો ગદાધરને સાત વરસની કિશોર વય સુધી પુત્રરૂપે રમાડવાનો લહાવો લઈને અડસઠ વર્ષની વયે પરલોકગમન કર્યું.

પિતાજી સ્વર્ગે સિધાવ્યા એટલે ઘરના વ્યવહારનું ધોંસરું ખુદીરામના મોટા દીકરા રામકુમાર ઉપર આવી પડ્યું. તેણે કલકત્તા જઈને એક સંસ્કૃત પાઠશાળા શરૂ કરી; તથા સાથે પૂજા, કર્મકાંડ વગેરે યજમાનવૃત્તિથી બે પૈસા રળીને સંસારનું ગાડું ગબડાવવા માંડ્યું.

આ બાજુ ગદાધરને પિતાની ખોટ સાલવા લાગી, અને સંસારની અંદર મળેલા આ પ્રથમ આઘાતે તેને અંતર્મુખ બનાવ્યો. વચ્ચે વચ્ચે ગામને સીમાડે આવેલ આંબાવાડિયું, નદીકાંઠેનું સ્મશાન, વગેરે નિર્જન સ્થાનોમાં જઈને કલાકના કલાક સુધી તે વિચારમાં મગ્ન રહેતો. તેની આ એકાંતપ્રિયતા તથા ઉદાસીનતા ઉડાડવા માટે તેને ગામઠી નિશાળે બેસાડવામાં આવ્યો; પણ ત્યાં આંકના પાઠો ગોખવા કરતાં તેનું ધ્યાન ચિતરવામાં, મૂર્તિ બનાવવામાં, રામાયણ–મહાભારતનાં

આખ્યાનો–રામલીલા વગેરે સાંભળવામાં તથા પોતાના જોડીદાર નિશાળિયાઓની સાથે વર્ગમાંથી નાસી જઈને ગામ બહારના આંબાવાડિયાની અંદર નાટક ભજવવામાં વધુ હતું. એવું કંઈ ન હોય ત્યારે ગામની ધર્મશાળામાં જઈને ઊતરેલા સાધુ બાવાઓને પાણી ભરી દેવું, લાકડાં વીણી આવવાં, ઇત્યાદિ સાદી સાદી સેવા દ્વારા તે સત્સંગ કરતો. એ વખતે તેના અંતરની અંદર કંઈક વિચિત્ર રીતે લાગ્યા કરતું, કે ભણીગણીને મોટા મોટા પંડિતો પણ આખરે તો લોટ–દાળનાં સીધાં બાંધીને જીવનગુજારો કરવામાં અને બાયડી–છોકરાંના વ્યવહાર ચલાવવામાં જ જીવન વ્યતીત કરી રહ્યા છે. પોતાના પિતાના જેવું પ્રભુમય જીવન કોઈનું નથી. પોતાનું જીવન આ બધા સામાન્ય માણસોથી જુદા પ્રકારનું થવા નિર્માયું છે. એટલે પછી સોળ સત્તર વર્ષની વય થવા છતાં ગદાધરના ભણતરના ઘોડા ચારેક ચોપડી સુધી માંડ માંડ દોડયા, જ્યારે પૂજા, ધ્યાન, ભજન, સંગીત તથા પાઠ ભજવવાની અભિનયકળામાં ગદાધર ખૂબ પાવરધો થઈ ગયો; પણ એવી બાબતોમાં હોશિયાર થવાથી કાંઈ સંસાર ચાલે નહિ. વળી કલકત્તામાં મોટા ભાઈ રામકુમારનું પૂજાકર્મકાંડનું કાર્ય વધતું જતું હતું ને એક મદદનીશની ત્યાં જરૂર પણ હતી એટલે ગદાધર કર્મકાંડ તથા ઘરકામમાં મદદ કરે અને નવરાશના વખતમાં પોતાની પાસે ભણે પણ ખરો એવા હેતુથી રામકુમાર તેને પોતાની સાથે લઈ ગયા.

કલકત્તામાં ગયા પછી પણ યજમાનોને ઘેર પૂજા વગેરે કરવા જતાં પોતાના મીઠા સ્વભાવ અને ભજનિક પ્રકૃતિથી અલ્પ સમયમાં જ ગદાધર સૌને પ્રિય થઈ પડ્યો. વળી

પૂજાનું પોતાને મનમાન્યું કામ મળ્યું એટલે પોતાને પણ ગોઠી ગયું; પરંતુ એ ત્રણ વરસ વીતવા છતાં અભ્યાસ તરફની ઉદાસીનતા તો પૂર્વના જેવી જ રહી. તે જોઈને મોટા ભાઇએ એક દિવસે હળવો ઠપકો આપીને કહ્યું, કે 'ભાઈ! વિદ્યા ભણશો નહિ, તો રોટલો કમાશો શી રીતે?' જવાબમાં ગદાધરે પણ ચોખ્ખું કહી દીધું, કે 'મોટા ભાઈ! સીધાં બાંધવાની વિદ્યા મારે નથી ભણવી; મારે તો એવી વિદ્યા જોઈએ છે, કે જેથી રોટલાના દેનાર ઈશ્વરની ઓળખ થાય ને જીવન ધન્ય થાય.' આ જવાબ મળતાં મોટા ભાઈએ ગદાધરને ઓછી અક્કલનો ગણીને માથાકૂટ મૂકી દીધી; તેમણે માન્યું, કે માથે સંસારનું ધોંસરું પડશે એટલે એની મેળે ઠેકાણે આવશે.

પ્રારબ્ધયોગે પાઠશાળાની પેદાશ તથા યજમાનવૃત્તિની આવક દિનપ્રતિદિન ઘટવા લાગી; એટલે ઘરસંસાર ચલાવવાની રામકુમારની મૂંઝવણ વધવા લાગી. એટલામાં રાણી રાસમણિ નામની એક માતબર બાઇએ કલકત્તાની ઉત્તરે છ એક માઈલ દૂર દક્ષિણેશ્વર નામના ગામમાં ગંગાતીરે એક મોટું કાલિમંદિર બંધાવ્યું. ત્યાંના પૂજારીનું સ્થાન રામકુમારે લીધું એટલે નિયમિત આવકથી કંઈક નિશ્ચિંતતા થઈ. તે પછી ત્રણેક મહિનામાં નાના ભાઈ ગદાધર ઉર્ફે રામકૃષ્ણને પણ એ જ મંદિરમાં નોકરી મળી ગઈ. પગારમાં ખાવુંપીવું, લૂગડાંલત્તાં ને રોકડા રૂપિયા સાતનો મહિનો! આથી રામકુમારની ઘરસંસારના નિભાવની ચિંતા દૂર થઈ, પણ એકાદ વર્ષ પૂજા કર્યા પછી વૃદ્ધાવસ્થાને અંગે તેમનું શરીર છૂટી ગયું અને કામારપુકુરના ઘરનો ભાર વચ્ચેટ ભાઈ રામેશ્વર તથા રામકૃષ્ણ બન્ને પર આવ્યો.

રામકૃષ્ણ પૂજારી થયા પછી તેની પૂજાએ વિચિત્ર સ્વરૂપ પકડ્યું. જગદંબાની પૂજા કરતાં કરતાં તેના મનમાં પ્રશ્ન ઊઠવા લાગ્યો, કે 'જે જગદંબાની પૂજા હું કરી રહ્યો છું તે ખરેખર જીવંત જાગ્રત જગન્માતા છે, કે કેવળ એક નિર્જીવ જડ પથ્થરની પૂતળીનાજ પગ હું પૂજી રહ્યો છું?' જવાબમાં રામપ્રસાદ, કમલાકાંત આદિ બંગાળી દેવીભક્તોને જીવનમાં થયેલાં દેવીનાં દર્શન તથા તેમણે રચેલાં એ અનુભવભર્યાં ગીતો યાદ આવ્યાં, ને તરત મન બોલી ઊઠ્યું, કે 'ભગવતીનાં દર્શન થઈ શકે એ વાત નક્કી!' એ પરથી પૂજારી રામકૃષ્ણનું એકનિષ્ઠ અને સંયમી મન કાલિમાતાનાં દર્શન માટે અત્યંત આતુર થઈ ઊઠ્યું, અને થોડા સમયમાં ભગવતીનાં દર્શન વિના જીવતર અકારું લાગવા માંડ્યું. આખરે એક દિવસે એ આતુરતા એટલી વધી, કે જીવન જીવવું અસંભવ થઈ પડ્યું. આવેશમાં આવી જઈને રામકૃષ્ણે મંદિર માંહેનું ખડ્ગ ઉઠાવ્યું ને જેવું ગળા પર ઉગામ્યું તે સાથે જ કાલિમાતાએ પ્રગટ થઈને પોતાના હાથથી તેનો હાથ પકડી લીધો. આ પ્રથમ દર્શનથી અંજાઈ જઈને રામકૃષ્ણ શુદ્ધિ રહિત થઈને પડી ગયા. બીજે દિવસે ભાનમાં આવતાં અંતરમાં આનંદનો પ્રવાહ વહેવો શરૂ થયો અને ફરી પાછી એવાં દિવ્ય દર્શન કરવાની તાલાવેલી શરૂ થઈ. પૂજા વગેરેમાં નિયમપૂર્વક બધું થઈ શકતું નહિ; કેવળ આતુરતાપૂર્વક રુદન અને ભજન વગેરે કરતાં કરતાં ક્વચિત્ દર્શન થઈ જતાં. તેની આ અવસ્થા લોકો ન સમજવાથી તેઓ તેને ગાંડો ગણવાં લાગ્યાં.

આ સમાચાર કામારપુકુર પહોંચતાં મા ચંદ્રમણિ દેવીએ તેને ઘેર તેડાવ્યો; ને રામેશ્વરની સાથે રામકૃષ્ણથી અજાણ

રીતે મસલત કરીને તેની સંસાર પ્રત્યેની ઉદાસીનતા ઉડાડવા તથા સારી કન્યા સાથે તેની પ્રીતિ બંધાય તો આ ગાંડાઈ દૂર થાય એવા હેતુથી તેનો વિવાહ કરી નાખવાની પેરવી કરવા માંડી. ચારે કોર યોગ્ય કન્યાની શોધ થવા લાગી. રામકૃષ્ણથી આ બાબત અજાણી રહી નહિ; છતાં તેણે જે થાય તે જોયા કર્યું. આ બાજુ મા તથા ભાઈ રામેશ્વરે ખૂબ પ્રયાસ કરવા છતાં ક્યાંય મેળ ખાય નહિ. કાં તો કન્યા પસંદ ન પડે અને કન્યા યોગ્ય હોય તો પૈસાનો વાંધો! આથી મા દીકરો બન્ને મનમાં મનમાં મૂંઝાયા કરે. એટલામાં એક દિવસે રામકૃષ્ણે પોતે જ પોતાની દિવ્ય દૃષ્ટિથી કહી દીધું, કે 'બીજે બધે કન્યા સારુ તપાસ કરવી વ્યર્થ છે; જયરામવાટીના રામચંદ્ર મુખોપાધ્યાયની દીકરી મારા સારુ ખાસ એંધાણી કરીને જ રખાયેલી છે, ત્યાં જઈને જુઓ.' રામકૃષ્ણની આ વાત સાંભળતાં સૌને નવાઈ લાગી; અને કેવળ તેના વચનને માન આપવાની ખાતર જ તપાસ કરાવી, તો ત્યાં કન્યા તો હતી રામચંદ્ર મુખોપાધ્યાયની એકની એક દીકરી શારદામણિ, પણ બહુ જ નાની—માત્ર પાંચ જ વરસની, જ્યારે મૂરતિયો ચોવીસ વર્ષનો!

પ્રથમ તો રામચંદ્ર મુખોપાધ્યાયે ખૂબ આનાકાની કરી હશે; પણ પછી ખૂબ સમજાવટને અંગે તથા સારાં સગાં સાથે સંબંધ બંધાય છે, વળી મૂરતિયો કુળવાન તથા કમાઉ છે, ઘરેણું પણ સારી રીતે ચડાવે તેમ છે તથા લગ્નનું ખર્ચ રૂપિયા ત્રણસો રોકડા આપે છે, એ બધું જોતાં બ્રાહ્મણ પલળી ગયો અને હા ભણી દીધી. આમ નાની શારદીનાં લગ્ન કુમારપુકુરના શ્રીયુત ગદાધર ચેટરજી ઉર્ફે રામકૃષ્ણ સાથે

પાંચ વરસની વયે થઇ ગયાં, ઈ. સ. ૧૮૫૯ માં.

સંભવ છે, કે વિવાહને કેવળ શારીરિક જરૂરિયાતની નજરે જોનાર વર્તમાન વૈજ્ઞાનિક વાચક આ વિવાહને ગામડિયાઓની ઓછી અક્કલના પરિણામ તરીકે વખોડી કાઢે. તેમને પરાણે અમારા અભિપ્રાય સાથે એકમત થવાનો આગ્રહ ન કરતાં કેવળ હિંદુ ધર્મમાં વિવાહને કઈ દૃષ્ટિએ જોવામાં આવ્યો છે, અને શારદામણિ દેવીનું જીવન કેવી રીતે એ ભાવનાના ઉદાહરણરૂપ દેખાય છે, એ બતાવવાનો અલ્પ પ્રયાસ અહીં કરીએ છીએ.

હિંદુ ધર્મ મુજબ સનાતની હિંદુનું લગ્ન મોજશોખ માટે નહિ; પણ ધર્મકર્મ કરીને ચિત્તશુદ્ધિ દ્વારા આત્મસાક્ષાત્કાર માટે છે; શાસ્ત્રવિહિત કર્મો કરવામાં સાધનરૂપે છે; સદુપાયે મેળવેલી સંપત્તિ અને સહાયક અંગરૂપે છે. સ્ત્રી, એ ધર્મકર્મમાં સહાયભૂત થવા માટે છે. પતિ દ્વારા કરાતાં સર્વ ધર્મકર્મોનું ફળ અર્ધોઅર્ધ સ્ત્રીનું થઈ ચૂકે છે. આટલા સારુ જ શાસ્ત્રમાં સ્ત્રીને સહધર્મિણી એવું નામ આપ્યું છે. હવે ધર્મસાધન કરનાર તથા તેની સહાયક પત્ની વચ્ચે અંતરની એકતા હોય તથા એક ધ્યેય હોય તો જ ધર્મકર્મ સફળ થઈ શકે, નહિતર નહિ. આથી સ્ત્રીનું મન પતિની ભાવનાને અનુરૂપ અને એકરૂપ થાય એ આવશ્યક છે; ને આમ થવા સારુ સ્ત્રીના મનમાં પતિના ગુણો, સ્વભાવ, આદિનું સુખદ ચિંતવન ચાલુ રહીને તેના સંસ્કાર પડે એ ઇચ્છવાયોગ્ય છે. આ હેતુ નાની વયમાં સગપણ અથવા વાગ્દાન કરવાથી સિદ્ધ થવાનો સંભવ લાગે છે; કારણ કે કુમળા મનમાં જે ભાવનાના સંસ્કાર પડે તે ચિરંજીવી ને ઊંડા પડે છે. આ

રીતે ગૃહસ્થાશ્રમમાં પતિના હાથ નીચે કેળવાઈને સ્ત્રી પતિના ધર્મસાધનમાં સહધર્મિણી થઈ શકે છે. બહુ મોટી ઉંમરે થયેલાં પ્રેમલગ્નોમાં સ્વાતંત્ર્ય તથા સમાન હક્ક ભોગવવા માટેના મતભેદોને અંગે જીવનમાં કાયમની કડવાશ અનુભવી રહેલાં કેટલાં ય કુટુંબો છે, ને તેમની અસ્થિરતા માટે તો પશ્ચિમની છૂટાછેડાની કોર્ટોની નોંધો જ પ્રમાણ છે. અલબત, આ બન્ને માન્યતાઓમાં અપવાદોને સ્થાન છે જ.

પુત્ર-કન્યાના વાગ્દાન યાને સગપણથી માંડીને લગ્ન પૂરાં થઈને જાન ઘેર પહોંચતાં સુધીમાં, અથવા ઘડિયાં લગ્નના કિસ્સામાં પરણી ચૂકયા પછી થોડા દિવસમાં વેવાઈવેલામાં વાંધાવચકા પડીને પરસ્પરમાં ઝઘડા ન થયા હોય એવાં વરઘોડિયાં ખરેખર ભાગ્યશાળી માનવાં. વિવાહ ગોઠવતાં પહેલાં બંને પક્ષના માણસો પોતાના ઘરની સ્થિતિની નબળી બાજુ સામા પક્ષથી યેન કેન પ્રકારેણ ઢાંકી-છુપાવીને લગ્ન પતાવી લેવા સારુ આતુર હોય છે. તેમાં કોઈક વાર વચમાં જ એ ઘડો ફૂટી જાય છે ને પરિણામે સગપણ તૂટી જઈને પરસ્પર ગાળો દઈને બંને પક્ષ જુદા પડે છે. કયારેક તો લગ્ન થઈ ગયા પછી આવાં ભોપાળાં ખુલ્લાં પડી જાય છે. પરિણામે વેવાઈવેલામાં કડવાશ થઈને બોલ્યા વહેવાર સુદ્ધાં બંધ થઈ જાય છે.

નાની શારદીનાં લગ્નનો આનંદ પણ આવી જ એક ઘટનાથી ચૂંથાઈ ગયો. વાત એમ બની, કે રામકૃષ્ણની મા તથા ભાઈ પોતાના ઘરની શ્રીમંતાઈ દેખાડીને કન્યાપક્ષવાળાઓને આંજી નાખવા સારુ પોતાનાં જમીનદાર મિત્ર ધર્મદાસ લાહા બાબુને ત્યાંથી વિવાહપૂરતાં ઘરેણાં માગી

લાવ્યાં, ને તે ઘરેણાં શારદા વહુને અંગે ચડાવેલાં. એ ઘરેણાં પહેરીને શારદા પરણીને સાસરે આવી. તેને તેડીને લાવેલા તેના કાકા પણ સાથે હતા. વરઘોડિયાંને જોઈને આડોશી-પાડોશી સહુએ હરખ કર્યો ને પછી સૌ વિખેરાઈને પોત-પોતાને ઘેર ગયાં. આ બાજુ રામકૃષ્ણની માને થયું, કે હવે વિવાહ ઊકલી ગયા એટલે લાહા બાબુનાં ઘરેણાં પાછાં આપી દેવાં એ ઉચિત છે; કારણ કે પારકું જોખમ સાવ નાની અણસમજુ વહુના અંગ ઉપર રાખવું અને જીવ ઊંચો રહે એ ઠીક નહિ. પણ તરત જ પરણીને આવેલી વહુના અંગ ઉપરથી દાગીના ઉતારવા એ કયા હૈયાથી બને? આમ પોતાની ગરીબાઈનો ચિતાર મનમાં ખડો થતાં વૃદ્ધા ચંદ્રમણિ-દેવીની આંખો ભરાઈ આવી, ને જરા ગમગીન થઈ ગયાં. ચતુર રામકૃષ્ણને એ સમજતાં વાર ન લાગી અને બાલિકા સૂઈ ગયા પછી ઊંઘતી વહુના અંગ ઉપરથી રામકૃષ્ણે દાગીના ખૂબીથી ઉતારી લીધા ને મા તે લઈને પાછાં આપી આવ્યાં.

પણ બાલિકા વહુ શારદા પણ એટલી જ ચાલાક હતી. સવારમાં ઊઠતાં વેંત જ પોતાના શરીર પરના દાગીના ન જોતાં તેણે સાસુને સવાલ કર્યો, કે 'મારા શરીર પર આવાં બધાં ઘરેણાં હતાં તે કયાં ગયાં?' નાની શારદાના સવાલ-રૂપી શસ્ત્રપ્રહારથી સાસરિયાંના ઘરની આબરૂના ઓઢણમાં મોટો ચીરો પડી ગયો ને કુટુંબની કંગાલિયત તેમાંથી ડોકિયું કાઢીને પોતાના ખુલ્લા સ્વરૂપમાં ખડી થઈ રહી; એ જોતાં સાસુજીની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. તેમણે નાની શારદાને હેતથી ખોળામાં બેસાડીને રોતી આંખે ખાલી શબ્દોનું થીગડું મારવા માંડ્યું, કે 'વહુ દીકરા! ગદાઈ તને એથી યે

સારાં કેટલાં ય ઘરેણાં ઘડાવીને આપશે; એમાં તે શું ?'

પણ વાત તરત જ વહુના કાકાને કાને ગઈ અને કાકા તેમના ખરા સ્વરૂપમાં આવી ગયા. શબ્દોનો ભંડાર ખાલી કર્યાં પછી તેમનો રોષ કાર્યમાં પણ પરિણમ્યો, ને બીજી કોઈ વિધિ કર્યા વિના ભત્રીજી શારદાને ઉપાડી ખાંધે નાખીને તરત જ વીજળીવેગે ઘર બહાર નીકળીને રવાના થઈ ગયા તે સીધા પહોંચ્યા જયરામવાટી.

વિવાહને વળતે દિવસે જ આવા વરઝોળા તથા ફજેતીના ફાળકાની મા ચંદ્રમણિદેવીને કલ્પના પણ નહોતી. એક તો વેવાઈ પક્ષની નજરે ઘરની ગરીબાઈ ઉઘાડી પડી ગઈ ને વધારામાં ગદ્દાઈને પરણાવીને વહુને ઘેર લાવવાનો આનંદ એક દિવસ પણ ન ટકયો. આમ બેવડા માનસિક ધક્કાથી ચંદ્રમણિ દેવીની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડવા લાગ્યાં. ત્યારે રસિક રામકૃષ્ણ કહે છે, કે 'મા ! એમાં હવે રડવું શા માટે ? એ લોકો ગમે તેમ બોલે ને ગમે તેમ કરે, પણ વિવાહ તો હવે ફરે તેમ નથી ને ? તો પછી એ લોકો ઝખ મારે !'

## ૩ : નાની શારદા

નાની શારદાનો વિવાહ વીતી ગયો. જયરામવાટીના જમાઈરાજ રામકૃષ્ણ પણ પાછા દક્ષિણેશ્વરમાં જગદંબાની સેવામાં હાજર થયા. વખતના વહેવા સાથે વિવાહમાં વહોરેલી કડવાશ પણ પાતળી પડતી ગઈ, અને બંને ગામડિયાં કુટુંબો વચ્ચે મિલનસાર વ્યવહાર પાછો ચાલુ થઈ ગયો. પરંતુ સાત નાની વયને અંગે શારદામણિ તો પિયર જ

રહી. પોતાના પિતાને ઘેર ડાંગરની ખેતી હતી, ગાયોનું દુઝાણું હતું, નાનાં ભાંડુ સાચવવાનાં હતાં તથા અગવડ વખતે પોતાની શક્તિ અનુસાર બાપાને રસોઈમાં મદદ પણ કરવી પડતી. બાકીનો સમય રમતગમતમાં પાડોશની છોકરીઓ સાથે જતો.

પોતાના બચપણના દિવસો સંભારીને શારદામણિદેવી ઉત્તરાવસ્થામાં કહેતાં, કે 'હું નાની હતી ત્યારે મારા બાપના ખેતરમાં ડાંગરની રોપણી કરવા સારુ સાથી રાખતા. તેમને આપવાનું ભાત હું રોજ બપોરે ખેતરમાં લઈને જતી. લણણી વખતે ખેતરમાં માણસો લણતાં, ને હું નાની નાની કોળી કરીને લણાયેલી ડાંગર ભેળી કરવા લાગતી. ઘરની ગાય સારુ ચારો લેવા માટે ગામના તળાવના પાણીમાં હું ગળા સુધી ઊંડી ઊતરીને ચારો વાઢી આવતી. ગંગા નાહવાની ધૂન તો મને નાનપણથી જ ખરી. ગામને ગોંદરે વહેતી આમોદર નદી જ મારી ગંગા. નાના ભાંડરડાંને લઈને ત્યાં હું રોજ નાહવા જતી. ગંગામાં નાહ્યાને કાંઠાની પીપરોની છાયામાં બેસીને ઘેરથી લાવેલ મમરાનું ચવાણું સૌ ભાઈબહેન સાથે મળીને ખાતાં.'

આ વખતમાં શારદામણિ નાના ભાઈઓની સાથે કયારેક કયારેક ગામની પાઠશાળામાં જતાં અને થોડુંક વાંચતાં–લખતાં શીખ્યાં હતાં. પાછળથી દક્ષિણેશ્વરમાં અભ્યાસ વધારીને બંગાળી રામાયણ વગેરે વાંચી શકતાં હતાં; પણ પત્ર વગેરે લખતાં તેમને કોઈએ કદી જોયાં નથી.

પાડોશની છોકરીઓ સાથે રમતાં નાની શારદા હમેશાં ગૃહિણી થતી. એ વખતે તેમની સાથે રમનારી એક વૃદ્ધા બાઈ કહે છે, કે 'શારદાદેવી ખૂબ સાદા અને સીધા

સ્વભાવનાં હતાં. તેમની સરલતા જાણે કે મૂર્તિમંત જ હતી. રમતમાં તેમને કોઈની સાથે કોઈ દિવસે ઝઘડો થયો નથી. નાની ઢિંગલીઓ બનાવીને રમતાં ખરાં, પણ કાલિમાતા અને લક્ષ્મીજીની મૂર્તિ બનાવીને ફૂલ–બીલી ચડાવીને પૂજા કરવાની રમત શારદાદેવીને ખૂબ ગમતી. બીજી છોકરીઓમાં ઝઘડો થતો તો શારદાદેવી એ મટાડી દઈને વઢનારીઓમાં પાછો મેળ કરાવી આપતાં.'

શારદામણિ સાતેક વર્ષનાં થયાં ત્યારે રામકૃષ્ણ સજોડે જવા માટે બીજી વાર જયરામવાટી આવ્યા. એ વખતે કોઈના પણ શિખવાડ્યા વગર શારદામણિએ પોતાના સ્વામીના પગ ધોઈને પંખા કરવા માંડ્યો. એ જોઈને આજુબાજુના સહુ હસી ઊઠેલાં.

* સજોડે કામારપુકુર જતી વખતે રામકૃષ્ણે શારદામણિને કહ્યું, કે 'કોઈ પૂછે કે તમારો વિવાહ ક્યારે થયો છે?–તો કહેવું કે પાંચ વરસની ઉંમરે, સાત નહિ.' કદાચ આ પ્રસંગને જ શારદામણિ વિવાહ સમજી બેસે એટલા સારુ રામકૃષ્ણે એમ કહેલું.

## ૪: વર ગાંડો

બાળપણ કિશોર વયમાં પરિણમે અને કિશોર અવસ્થા વિકસીને યૌવનમાં ખીલી નીકળે. નાની શારદીએ પણ ચૌદમા વર્ષમાં પ્રવેશ કર્યો અને શારદી મટીને શારદામણિ થઈ. લગભગ આ અરસામાં જ શ્રી રામકૃષ્ણ પોતાની તાંત્રિક

* બંગાળમાં રિવાજ છે, કે લગ્ન થયા પછી વરકન્યા બંને સાથે પ્રથમ વરને ઘેર જાય.

સાધનાની ગુરુ ભૈરવી યોગેશ્વરીની સાથે કામારપુકુર આવ્યા એટલે થોડાક વખત પહેલાં જ રહી ગયેલાં છતાં મા ચંદ્રમણિદેવીએ શારદામણિને તેડાવી લીધાં. સમજણાં થયા પછી સ્વામી સાથેનું પ્રથમ મિલન આને કહીએ તો અજુગતું નહિ લાગે; પણ આ પ્રથમ મિલન વખતે જ શ્રી રામકૃષ્ણે શારદામણિને પોતાનાં કરી લીધાં. અને દીવાની વાટ કાતરવા જેવી સાવ ક્ષુલ્લક બાબતથી માંડીને ઘરનાં માણસોના સ્વભાવ ઓળખીને કોની સાથે કેવી રીતે વર્તવું, ઘરબહારનાં માણસો સાથે માણસ જોઈને કેમ વાતચીત તથા વ્યવહાર રાખવો, સાવ કંજૂસ તેમ જ ઉડાઉ એમ બેમાંથી એકે ય ન થતાં જ્યાં જેટલો જોઈએ તેટલો પૈસાનો તથા વસ્તુનો કેમ ઉપયોગ કરવો, પાત્રાપાત્રની વિવેચના કરીને શક્તિ અનુસાર અતિથિસત્કાર કરવો વગેરે દુનિયાદારીનું, તથા પૂજા, જપ, ધ્યાન તથા ઉચ્ચ ઈશ્વરી તત્ત્વના ઉપદેશ સુધીનું આધ્યાત્મિક શિક્ષણ શ્રી રામકૃષ્ણે પોતાની પત્નીને આપવા માંડ્યું. પરિણામે જો કે માત્ર ત્રણ જ માસના સહવાસનો લાભ મળેલો છતાં એટલા અલ્પ સમયમાં પોતાના સ્વામીનાં પ્રેમ અને મહત્તાની ખૂબ ઊંડી છાપ શારદામણિના હૃદય પર અંકાઈ ગઈ. એ ત્રણ માસને અંતે શ્રી રામકૃષ્ણ પાછા દક્ષિણેશ્વર ગયા અને શારદામણિ જયરામવાટી આવ્યાં. એ વખતના આનંદનું સ્મરણ કરીને શારદામણિદેવી કહેતાં, કે 'એ સમયથી જાણે કે અંતરમાં આનંદનો પૂર્ણ કુંભ ભરેલો ન હોય તેમ હું સદા આનંદમાં રહેતી. આજુબાજુના ઝઘડા, કુટુંબીઓનાં વાંકાં વેણ, ઘરકામની મહેનત તથા લોકોની નિંદા વગેરેથી મનને જરા ય દુઃખ થતું નહિ.'

પરંતુ નિર્ભેળ આનંદ આ જગતમાં નિર્માયો જ નથી.

પૂજનના વિશુદ્ધમાં વિશુદ્ધ આનંદને અંતે પણ વિસર્જનની વિશાદ છાયા લાગેલી જ છે.

ત્યાં દક્ષિણેશ્વરમાં શ્રી રામકૃષ્ણ સાધનયજ્ઞમાં પોતાના સર્વસ્વની આહુતિ આપીને ભવરોગથી પિડાતા જગતના કલ્યાણને માટે ત્રિતાપનિવારક રામબાણ રસાયણ તૈયાર કરી રહ્યા હતા. શૈવ, શાક્ત, વૈષ્ણવ વગેરે હિંદુ ધર્મની અંદરના સર્વ સંપ્રદાયોની તથા બૌદ્ધ, જૈન, શિખ, ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે હિંદુ ધર્મની બહારના ધર્મમતોની સાધના કરીને તેમણે અનુભવ કર્યો, કે અંતિમ સત્ય વસ્તુ એક જ છે. ભિન્ન ભિન્ન મતો, સંપ્રદાયો, એ અંતિમ સત્યે પહોંચવાના સીધા, વાંકા, જુદા જુદા માર્ગો છે. મનુષ્ય ગમે તે મત કે સંપ્રદાયનો હોય, પણ જો જીવનમરણના સોદા જેવી ઈશ્વરપ્રાપ્તિ માટેની આતુરતા સેવતો હોય તો એ આતુરતાના જોરથી પ્રભુપ્રાપ્તિ કરી શકે. પ્રભુપ્રાપ્તિ થયા વિના સંપૂર્ણ સુખ મનુષ્યને કદી મળવાનું નથી.

શ્રી રામકૃષ્ણની આ બધી ઉત્કટ સાધનાઓ, તેમની આજુ-બાજુના, મંદિરમાં કામ કરનારા માણસો બિલકુલ સમજી શકતા નહિ. એટલે તેઓએ તેને પાગલ અને ગાંડો કહેવા માંડ્યો! શ્રી રામકૃષ્ણ જે કાંઈ કરે તે 'છોટા ભટ્ટાચાર્યની ગાંડાઈ' તરીકે ગણાવા લાગ્યું. આ બધી અફવાઓ ધીમે ધીમે કામાર-પુકુર અને જયરામવાટી પહોંચી. ગામના લોકોને તો કંઈક પણ વાત કરવાનું મળ્યું એટલે બસ. નવરા પડે એટલે ગામના ચોરે અથવા તો મોદીની દુકાને ભેગા થઈને રામકૃષ્ણની ગાંડાઈની વાતો ઉપર ટીકા–ટિપ્પણી ચાલે અને હાસ્યની છોળો ઊડે. સ્ત્રીઓ પણ તળાવકાંઠે ભેગી મળે એટલે એ જ વાત! "ત્યાં કલકત્તામાં, પેલી શ્યામાબાઈની શારદીનો વર ગાંડો થઈ ગયો છે, તે આખો દિવસ 'મા! મા!' કહીને

રોયા કરે, ક્યારેક વળી પેટની શૂળવેદનાથી ખૂબ પિડાતો હોય તેમ જમીન પર આળોટે, જગદંબાને ચડાવવાનાં ફૂલ-બીલી પોતાને માથે ચડાવે, ક્યારેક મૂર્તિની સામે બેઠા બેઠા વાતો કર્યા કરે, હાથના ચાળા કરે, ને દુનિયાનું કંઈ ભાન નહિ !"

એવી રીતે પુરુષવર્ગમાં પણ રામકૃષ્ણની નિંદા તથા મશ્કરી થતી, કે "પેલા રામ મુકરજીનો જમાઈ—એનું ત્યાં દક્ષિણેશ્વરમાં ભેજું ચસકી ગયું છે. તે ક્યારેક બાવાનો વેશ ધારણ કરે છે, તો ક્યારેક વળી મુસલમાનની પેઠે લુંગી વાળીને 'અલ્લા, અલ્લા' કરે છે ને નમાજ પઢે છે, તો ક્યારેક વળી બાયડીનાં લૂગડાં પહેરીને દેવીની સખી થાય છે ! અરે, ક્યારેક તો ધોતિયાને વળ દઈને તેનું પૂછડું બનાવીને વાંદરાની પેઠે ઝાડ ઉપર ચડીને બેસે છે ને ઉપરથી મૂતરે છે. તો ક્યારેક મોટો વાંસડો ખભે લઈને ફાટેલ આંખે ચારે કોર ભમ્યા કરે છે !"

આ બધી લોકનિંદા શારદામણિને કાને પણ પહોંચતી. સ્વામીની નિંદા સાંભળીને પોતાને મનમાં ખૂબ દુઃખ થતું; તેમાંય પણ ક્યારેક ક્યારેક 'ગાંડાની બાયડી' કહીને પોતા તરફ લોકો આંગળી ચીંધતા, ત્યારે શારદામણિનું હૈયું વલોવાઈ જતું ને અંતરવેદનાનો આરો ન રહેતો. મનમાં અનેક તરંગો ઊઠતા ને વિચારતાં, કે 'ત્યારે શું મેં જેવા જોયા હતા તેવા એ નથી રહ્યા ? મારે આ બાબતની ખાતરી કરવી જ જોઈએ. અને જો દૈવેચ્છાથી ખરેખર તેમ જ થયું હોય તો પછી મારું કર્તવ્ય છે, કે મારે હવે અહીં ન રહેતાં ત્યાં જઈને તેમની સેવા કરવી જોઈએ.' પણ આ વાત કરવી કોને ? આમ મનમાં ને મનમાં મૂંઝવણ વધવા લાગી, પણ

સહન કરીને બેસી રહેવા સિવાય બીજો ઉપાય નહોતો. એ વખતે શારદામણિની ઉંમર અઢાર વરસની હતી.

એ અરસામાં એક દિવસે ખબર મળ્યા, કે ગામની કેટલીક બાઈઓ એકઠી થઈને કલકત્તા ગંગાસ્નાન કરવા જાય છે; એટલે શારદામણિએ પણ તેમની સાથે આવવાની પોતાની ઇચ્છા દર્શાવી અને પિતા રામચંદ્રને કાને આ વાત આવતાં ચતુર બાપ સમજી ગયો, કે દીકરી શા માટે કલકત્તા જવા માગે છે. તેમણે કહ્યું, કે 'હું પોતે જ સાથે આવીશ'; અને નીકળવાનો દિવસ નક્કી થયો.

એ દિવસોમાં રેલગાડી બધે નહોતી થઈ–હાલ થઈ છે તે પણ ઠેઠ જયરામવાટી સુધી તો હજી યે નથી. એટલે પ્રવાસી લોકો શ્રીમંત હોય તે પાલખીમાં અથવા બળદના ગાડામાં, અને ગરીબ લોકો પ્રભુએ આપેલા પગનો ઉપયોગ કરીને ત્રણ દિવસ સુધી ચાલીને જયરામવાટીથી કલકત્તા જતા. શ્રીયુત રામચંદ્ર પણ શારદામણિ તથા બીજી સ્ત્રીઓની મંડળીની સાથે રવાના થયા. સ્વામીને મળવાના ઉલ્લાસમાં શારદામણિએ પહેલો દિવસ તો સહુની સાથે ચાલ્યા કર્યું; પણ ચાલવાને ટેવાયેલી ન હોવાથી થાકથી લોથપોથ થઈ ગઈ, ને રાતે ધર્મશાળામાં જોરથી તાવ ચઢી આવ્યો. બીજે દિવસે સવારમાં પણ તાવ હજી હતો; એટલે તાવવાળી અવસ્થામાં દીકરીને લઈને ચાલવું યોગ્ય નહિ એમ વિચારીને રામચંદ્રે સાથેનાં બીજાં માણસોને આગળ જવાનું કહ્યું ને પોતે ધર્મશાળામાં રોકાઈ ગયા. આ અણધાર્યા વિલંબથી શારદામણિને મનમાં ખૂબ દુઃખ થયું, પણ શરીર અશક્ત અને તાવ ભરપૂર એટલે ભાગ્યને દોષ દઈને ન છૂટકે પડયા રહ્યા સિવાય બીજો ઉપાય નહોતો. એ અવસ્થામાં દિવસ વીત્યો ને રાત પડી. તાવ હજી ચાલુ જ

હતો. મોડી રાતે કંઈક તંદ્રા જેવું આવતાં શારદામણિએ જોયું, કે એક સીસમના જેવા શ્યામ રંગની પણ સુંદર બાઈ આવીને ધૂળભર્યા પગે પોતાના માથા આગળ બેઠી. તેને જોઈને શારદામણિએ પૂછયું: 'બાઈ, તમે કોણ છો?' તે બાઈએ જવાબ આપ્યો: 'હું તમારી બહેન છું; દક્ષિણેશ્વરથી આવું છું.'

દક્ષિણેશ્વરનું નામ સાંભળતાં ચમકીને શારદામણિએ કહ્યું: 'દક્ષિણેશ્વરથી?—હું ય ત્યાં તેમની પાસે જઉં છું, પણ રસ્તામાં આ મૂઓ તાવ આવ્યો ને હું તો પટકાઈ પડી. મારાથી હવે કોણ જાણે ક્યારે ને કેવી રીતે જવાશે.' એમ કહેતાં શારદામણિથી રડી પડાયું.

'જવાશે, જવાશે, જરૂર જવાશે.' તે બાઈ બોલી: 'તમારા સારુ તો મેં એમને ત્યાં અટકાવી રાખેલ છે.'

'એમ?' આનંદથી ગળગળી થઈને શારદામણિએ પૂછ્યું: 'વારુ, તમે કોણ થાઓ?'

'હું તમારી બહેન થાઉં!' માથે હાથ ફેરવતાં ફેરવતાં તે બાઈએ જવાબ આપ્યો.

કોમળ હાથના સુંવાળા સ્પર્શથી શારદામણિને તરત ગાઢ નિદ્રા આવી ગઈ, ને સવારમાં જાગી ઊઠતાં જોયું તો તાવ સાવ ઊતરી ગયો છે. તાવ ઊતરી ગયો જોઈને પિતા-પુત્રી બન્નેને આનંદ થયો, અને વધુ વખત ધર્મશાળામાં પડયા રહેવા કરતાં હળવે હળવે ચાલવું એ વધુ સારું માનીને બન્નેએ હળવે હળવે ચાલવા માંડયું. થોડુંક ચાલ્યા પછી એક પાલખી પણ મળી ગઈ, એટલે ભાડું ઠરાવીને શારદામણિને તેમાં બેસાડયાં. રસ્તે ચાલતાં વળી તાવ આવ્યો,

પણ બાપુને કાંઈ ન જણાવતાં ચુપચાપ પાલખીમાં પડયાં રહ્યાં ને રાતના નવ વાગ્યે પહોંચ્યાં દક્ષિણેશ્વર.

આમ અણધાર્યાં અને તાવભરી અવસ્થામાં શારદામણિને આવેલાં જોઈને શ્રી રામકૃષ્ણ દુ:ખી થઈને કહેવા લાગ્યા: 'આહા! તમે આવી રીતે અત્યારે આવ્યાં! *અત્યારે શું મારો મથુર છે કે તમારી ઉત્તમ સારવાર થઈ શકે?' એમ કહીને પોતાના ઓરડામાં તરત બિછાનું કરીને સૂવાની વ્યવસ્થા કરી આપી. બે ત્રણ દિવસમાં ઔષધ, પથ્ય વગેરેની વ્યવસ્થાથી તથા સારવારથી તાવ બિલકુલ ચાલ્યો ગયો. રામચંદ્ર પણ દીકરીને સુખી જોઈને પાછા જયરામવાટી આવ્યા.

## ૫: દક્ષિણેશ્વરનો સંસાર

શારદામણિદેવી પરણ્યાં હતાં તો પાંચમે વર્ષે, પણ તેમના સંસારની સાચી શરૂઆત તો થઈ અઢારમે વર્ષે દક્ષિણેશ્વર આવ્યા પછી; એટલે ત્યાંના જીવનનું એક ચિત્ર અહીં આપીશું.

દક્ષિણેશ્વરમાં બારેક ફીટની નાની નોબતખાનાની ઓરડીમાં પોતાને તથા સાસુ ચંદ્રમણિદેવીને સાથે રહેવાનું. એટલી જ જગ્યામાં દાણાદૂણીનાં માટલાં, રસોડું પાણિયારું પણ એમાં અને પ્રસંગોપાત કલકત્તાથી આવી ચડેલ એકાદ બે સ્ત્રીભક્તો રાત રોકાઈ જતી તો તેમના સૂવાની સોઈ પણ તે ઓરડીમાં જ! છતાં કોઈ પણ પ્રકારની સંકડામણ લાગતી નહિ. આગંતુક બાઈઓ આ જોતાં નવાઈ જ પામી જતી અને શ્રી

* શ્રી. મથુરબાબુ ગુજરી ગયા હતા તેમને સ્મરીને આ ઉક્તિ છે. તેઓ શ્રી રામકૃષ્ણ પરમહંસની દરેક જરૂરિયાતો પૂરી પાડતા હતા.

રામકૃષ્ણની ગૃહિણીની વ્યવસ્થાબુદ્ધિની પ્રશંસા કર્યા વિના રહેતી નહિ.

હમેશાં સવારના ત્રણ વાગે ઊઠીને દેવાલયનો કર્મચારી પુરુષવર્ગ ઊઠે તે પહેલાં શૌચ સ્નાનાદિથી પરવારીને પોતે ધ્યાન કરવા બેસી જતાં. સવાર સુધી ધ્યાન કર્યા પછી શ્રી રામકૃષ્ણની પ્રકૃતિને અનુકૂળ આવે તેવી અલગ રસોઈ કરતાં. સાસુજી તથા પોતાના સારુ જુદી રસોઈ, તથા આગંતુક ભક્ત (જે ઘણે ભાગે રોજ બે ત્રણ હોય જ) તેમના સારુ વળી જુદી રસોઈ! ક્યારેક તો વળી માંડ ચૂલા–અબોટ કરીને પરવાર્યાં હોય, ત્યાં કોઈ ભક્ત વિધવા બાઈ આવી ચડે; એટલે વળી તેમના સારુ નવો ચૂલો ચેતાવવો. આમ કોઈ કોઈ વખતે તો રસોઈમાંથી પરવારતાં બપોરના ત્રણ વાગી જતા. પછી જરાક આડું પડખું કરતાં ત્યાં તો સામે જ શ્રી રામકૃષ્ણના ઓરડા બહારની ઓસરીમાં ભક્તોની સાથેનું શ્રી રામકૃષ્ણદેવનું મધુર સંકીર્તન શરુ થતું હોય; એટલે ઊભાં થઈને ચકમાંથી એ જોતાં જોતાં સાંભળે તે ઠેઠ સાંજ સુધી. સંધ્યાકાળ થતાં વળી હાથપગ ધોઈને જપ કરવા બેસી જતાં અને જપ કરી ઊઠચા પછી રાતની રસોઈમાં લાગતાં. જ્યારે કીર્તન વગેરે ન હોય અથવા પરમહંસદેવ કલકત્તા કોઈ ભક્તને ત્યાં ગયા હોય, ત્યારે બપોરના સમયે જ્યારે મંદિરમાં કામ કરનારાં સર્વ માણસો જમીને આરામ લેતાં હોય ત્યારે બાજુમાં દૂધવાળીને ત્યાં જઈને પગ મોકળો કરી આવતાં અને સંધ્યાઆરતી વખતે પાછાં ચાલ્યાં આવતાં. આજુબાજુ ચારે તરફ દેવાલયનો કર્મચારી નોકરવર્ગ તથા હમેશાં ભક્તોની ભીડ છતાં શારદામણિદેવી એટલી ગુપ્તતાથી રહેતાં કે મંદિરના ખજાનચીએ વાતચીતમાં એક દિવસે કહેલું, કે 'આટલાં વરસ થયાં મા ઠાકુરાણી નોબતખાનાની ઓરડીમાં રહે છે એમ

કહે છે; પણ મેં કદિ તેમને નજરે જોયેલાં છે નહિ.' શારદા-મણિ કહેતાં, કે 'લજ્જા એ સ્ત્રીનું ભૂષણ! લજ્જા ગઈ તો સ્ત્રીનું સર્વ ગયું!'

શારદામણિદેવીનું દક્ષિણેશ્વર ખાતે આગમન અને એક સાથે નિવાસ એ પરમહંસ શ્રી રામકૃષ્ણદેવના જીવનનું એક અદ્‌ભુત પ્રકરણ! બ્રહ્મ–સાક્ષાત્કાર માટે અદ્વૈત વેદાંતની સાધના સારુ સંન્યાસદીક્ષા લેતી વખતે તેમના ગુરુ આચાર્યપ્રવર શ્રીમાન તોતાપુરી સ્વામીએ કહેલું, કે 'પરણ્યા છો તો શું થયું? સ્ત્રી સાથે હોય છતાં જે પોતાના મનને નિર્વિકાર રાખી શકે અને સ્ત્રીને બ્રહ્મના સ્વરૂપ સિવાય બીજી દષ્ટિથી ન જુએ, એ સાચો બ્રહ્મનિષ્ઠ–બીજા બધા સાધક ભલે હોય, પણ અદ્વૈત વિજ્ઞાનથી બહુ જ દૂર છે.' એ શબ્દોમાં વ્યક્ત કરેલ સ્ત્રીશરીર ભોગવવાની વાસનાના ત્યાગની પરીક્ષા પોતે આ વખતે આપી અને તેમાં બરાબર ઉત્તીર્ણ થયા. સ્ત્રી માત્ર જગન્માતાનું પ્રતીક હોવાને અંગે ભોગ્ય નહિ પણ પૂજ્ય છે, એ ભાવનામાં પોતે દઢપ્રતિષ્ઠિત થયા.

આ બાજુએ અહોરાત્ર સમાધિમાં મગ્ન રહેનાર શિવ સમા સંન્યાસી સ્વામીનો સંસાર સર્વ પ્રકારે સંભાળીને તેના ભક્તોની સગવડ બરાબર સાચવવા છતાં પોતાનાં ઈશ્વરભજન તથા સાધનાનો નિયમ અતૂટ રાખવામાં શારદામણિદેવીની કાર્યકુશળતાની પૂરી પરીક્ષા થઈ હતી; એટલે આ સમય બન્નેને માટે આત્મસંયમની કડક પરીક્ષાનો હતો એમ કહેવા-માં અતિશયોક્તિ નહિ ગણાય.

જયરામવાટીમાં પોતાના સ્વામી વિષે શારદામણિદેવીએ કંઈકની કંઈક લોકવાયકાઓ સાંભળેલી, તેમાંથી ગાંડાઈ વિષેની બધી ય શંકા પ્રથમ મુલાકાત વખતનો વ્યવહાર અને

પોતા વિષેની બતાવેલી કાળજીથી જ દૂર થઈ ગયેલી; અને થોડાક દિવસના સહુવાસથી જ પોતાની ખાતરી થઈ ગઈ, કે એ બધા ગામગપાટાના ગોળામાં કંઈ તથ્યાંશ નથી; પરંતુ એક શંકા તેમના અંતરના ઊંડા ઊંડા ખૂણામાં ઘર કરી રહી હતી; અને તે પોતાના અને પોતાના સ્વામી વચ્ચેના સ્ત્રીપુરુષના દુનિયાદારીના સંબંધનું ભાન પોતાના સ્વામીને છે કે નહિ એ બાબતની! કોઈ પણ પ્રકારની શંકા એક વાર મનમાં ફૂટી એટલે મનુષ્યના પ્રત્યેક કાર્યમાં તેની છાયા દેખાવા માંડે છે; અને વેળાસર જો તેનો ખુલાસો થઈને સમાધાન ન થાય, તો તે મોટા પહાડનું સ્વરૂપ પકડીને અનેક કુટુંબોના જીવનરથના ભુક્કા ઉડાવી દે છે; એટલે એ શંકા પણ સમયનું પાણી પીને પુષ્ટ થાય તે પહેલાં જ શારદામણિદેવીએ તેનો ખુલાસો મેળવવા સારુ એક દિવસ રાતે સ્વામીના પગ દાબતાં દાબતાં પૂછી પણ નાખ્યું, કે 'તમને ખબર છે હું તમારી શું થાઉં છું?'

જરા ય અચકાયા વિના શ્રી રામકૃષ્ણે જવાબ આપ્યો, કે 'જે મા મંદિરમાં બિરાજે છે, તેમણે જ આ શરીરને જન્મ આપ્યો છે; અને તે જ અત્યારે મારા પગ દાબી રહી છે. હું તમને સાક્ષાત્ મા આનંદમયીના સ્વરૂપ રૂપે જ ખરેખર જોઉં છું; છતાં ય તમે મને જો દુનિયાદારીમાં ખેંચી જવા માગતાં હો, તો તમારો અધિકાર છે.'

જવાબ સાંભળીને શારદામણિદેવી શરમિંદાં તો પડી ગયાં હશે, પણ મોટામાં મોટી શંકાનું નિવારણ થઈ ગયું; અને પાકી ખાતરી થઈ, કે આ પુરુષના મનમાં કામવાસનાનો લેશ (અંશ) પણ નથી, અને પરમ પવિત્રતાની મૂર્તિસ્વરૂપ છે. એ સાથે જ પોતાના પતિમાં જે માનવબુદ્ધિ હતી તે દૂર થઈ ને તેને સ્થાને

દેવબુદ્ધિ, ઇષ્ટબુદ્ધિ પ્રતિષ્ઠિત થઈ, અને ભક્તિપૂર્ણ પૂજ્ય ભાવના અનેકગણી વધી ગઈ. લજ્જાને અંગે તેમનાથી વધુ તો બોલાયું નહિ, પણ જવાબમાં તેમણે એટલું કહ્યું, કે 'આપને સંસાર-માં ખેંચવાની મારી મુદ્દલે ઇચ્છા નથી, પણ માત્ર મને આપની સેવાનો અધિકાર આપો એટલી મારી માગણી છે.'

આ ઘટનાને નિર્દેશીને શ્રી રામકૃષ્ણ પાછળથી બોલેલા, કે 'એ (શારદામણિદેવી) જો એટલી ઉચ્ચ, પવિત્ર અને સંયમી ન હોત ને ભાન ભૂલી જઈને મારા પર આક્રમણ કરત, તો સંયમનો બંધ તૂટીને દેહબુદ્ધિ ન આવત એ કોણ કહી શકે?'

## ૬ : ષોડશી પૂજા

પુરુષપ્રવર શ્રી રામકૃષ્ણ અને પૂર્ણયૌવના શ્રીમતી શારદા-મણિદેવીના આ સમયના જીવનની આલોચના કરતાં જોવામાં આવે છે, કે જગતના આધ્યાત્મિક ઇતિહાસમાં કોઈ પણ અવતારી પુરુષના જીવનમાં આટલી હદ સુધીના કડક સંયમ-નો ઉચ્ચ આદર્શ જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી. શારદામણિદેવીએ જયરામવાટીથી આવ્યા પછી બેચાર દિવસ નહિ, પણ દિવસો પર દિવસો, મહિના પર મહિના સુધી એક જ શય્યામાં સાથે સૂવા છતાં આ અદ્‌ભુત સ્ત્રી–પુરુષના સંયમનો બંધ તૂટ્યો નહિ; એક ક્ષણભરને માટે ભૂલીને પણ તેમના મનમાં, શરીરને ભાગ્ય જાણી શારીરિક રમણસુખની કામના ઊઠી નહિ! આ પ્રમાણે એક વરસથી વધુ સમય વીતવા છતાં જ્યારે બંનેના મનમાં દેહસુખની વાસનાનો એક ક્ષણભરને માટે પણ ઉદય થયો નહિ, ત્યારે શ્રી રામ-કૃષ્ણની ખાતરી થઈ, કે મારી પત્નીનું અંતર પણ સંપૂર્ણ

કામ રહિત છે; એટલે એવી શુદ્ધ સાત્ત્વિક જીવંત પ્રતિમાને આલંબનરૂપ કરીને તેનામાં શ્રી જગન્માતાનું પૂજન કરીને પોતાના સાધનયજ્ઞની પૂર્ણાહુતિ કરવાની ઇચ્છા તેમના અંતરમાં જાગી અને અલ્પ સમયમાં જ તેને અમલમાં મૂકી.

ઈ. સ. ૧૮૭૩ ના જેઠ મહિનાની અમાસની રાત્રિ. ફલાહારિણી અમાવાસ્યાને અંગે શ્રી જગદંબાનું ખાસ ષોડશોપચાર પૂજન કરવાની ઇચ્છાથી શ્રી રામકૃષ્ણે અગાઉથી બધી વિશેષ પ્રકારે તૈયારી કરાવી રાખી હતી. પણ પૂજાની સામગ્રી બધી મંદિરમાં ન રાખતાં પોતાના ઓરડામાં જ કરાવી હતી. સંધ્યાકાળે પોતાની ઓરડીમાં હાજર રહેવાનું શારદામણિદેવીને અગાઉથી કહેવરાવી રાખેલું. સાંજ થતાં, પૂજન વખતે શ્રી દેવીને બેસવા માટે એક આસન લીંપીગૂંપીને તૈયાર કરવામાં આવ્યું. પૂજકના આસનની જમણી બાજુએ એ આસનની સ્થાપના થઈ ગઈ. ધીમે ધીમે સૂર્યનારાયણ અદૃશ્ય થયા, એટલે ઝગમગતા તારલાના જરીબુટ્ટાવાળો અંધકારનો કાળો સાળુ ઓઢીને અમાવાસ્યાની નિશા ઊતરી આવી. એટલામાં શારદામણિદેવી પણ હાજર થઈ ગયાં. દિનુ પૂજારી આવીને રહસ્ય પૂજાની બધી સામગ્રી ગોઠવીને તૈયાર રાખવા લાગ્યો. એમ કરતાં રાતના નવ વાગી ગયા; એટલે દિનુને રજા દઈ બારણાં બંધ કરીને પરમહંસદેવ પૂજામાં બેઠા.

બધાં પૂજાદ્રવ્યોનું સંશોધન કરીને પૂર્વકૃત્ય પૂરું કર્યું, અને પછી લીંપીને તૈયાર રાખેલા આસન પર બેસવાને માટે શ્રી રામકૃષ્ણે શારદામણિદેવીને સંજ્ઞા કરી. શારદામણિદેવીને અત્યાર પહેલાં જ પૂજાનાં દર્શન કરતાં કરતાં જ અર્ધસમાધિ જેવી અવસ્થા તો થઈ ચૂકી હતી; એટલે

પોતે શું કરી રહ્યાં છે એની બરોબર સમજણ ન રહેતાં મંત્રમુગ્ધની પેઠે આવીને પૂર્વાભિમુખ શ્રી રામકૃષ્ણની જમણી બાજુએ ઉત્તરાભિમૂખ થઈને પેલા આસન પર બેસી ગયાં. તે બેઠાં એટલે શ્રી રામકૃષ્ણે સામેના પૂજનના કળશ માંહેના મંત્રોચ્ચારથી પવિત્ર કરેલા જળથી શારદામણિદેવીને વિધિ-પૂર્વક અભિષેક કર્યો. ત્યારબાદ મંત્ર શ્રવણ કરાવીને પછી પ્રાર્થનામંત્રનો ઉચ્ચાર કર્યો, 'હે બાલે! હે સર્વશક્તિની અધિશ્વરી માતા ત્રિપુરાસુંદરી! સિદ્ધિદ્વાર ઉન્મુક્ત કર, આ (શારદામણિ દેવી)ના શરીર–મનને પવિત્ર કરી તેમાં પ્રકટ થઈ સર્વ કલ્યાણ સાધન કર!' એ મંત્રોચ્ચાર પૂરો થતાં શારદામણિદેવીનું વદનમંડલ દિવ્ય પ્રભાથી પ્રકાશિત થઈ રહ્યું.

ત્યાર પછી શ્રી શારદામણિદેવીનાં અંગોમાં બધા મંત્રોનો યથાવિધિ ન્યાસ કરીને શ્રી રામકૃષ્ણે સાક્ષાત્ દેવી-સ્વરૂપે તેમની ષોડશોપચારથી પૂજા કરી અને નવાં વસ્ત્ર પરિધાન કરાવીને ભોગ ધરાવ્યો. નિવેદન કરેલી બધી વસ્તુ-ઓનો થોડોક થોડોક ભાગ તેમના મુખમાં અર્પણ કર્યો. શ્રી શારદામણિદેવીને બહારની સંજ્ઞાનો સંપૂર્ણ લોપ થયો ને સમાધિસ્થ થયાં. શ્રી રામકૃષ્ણ પણ અર્ધ સમાધિઅવસ્થામાં મંત્રોચ્ચારણ કરતાં કરતાં સંપૂર્ણ સમાધિમગ્ન થયા! સમાધિસ્થ પૂજક સમાધિસ્થ દેવી સહિત આત્મસ્વરૂપે સંપૂર્ણ રીતે મળીને એકરૂપ થયો!

કેટલોય વખત વહી ગયો. રાત્રિના બીજા પહોરનો પણ મોટો ભાગ વીતી ગયો. આત્મારામ શ્રી રામકૃષ્ણને એ વખતે બહારની સંજ્ઞાના કંઈક કંઈક ચિહ્નો જણાવા લાગ્યાં; ને પૂર્વની પેઠે અર્ધ સમાધિદશા રહી એટલે તેમણે શ્રી દેવીને આત્મસમર્પણ કર્યું. પછી પોતાની સાથે

પોતાની સર્વ સાધનાઓનું ફળ, જપ,–માળા ઇત્યાદિ સર્વસ્વ શ્રી દેવીના ચરણકમલમાં હમેશને માટે વિસર્જન કરીને મંત્રોચ્ચારણ કરતાં કરતાં તેમને પ્રણામ કર્યા: 'હે સર્વ મંગલની મંગલસ્વરૂપ ! હે સર્વકર્મસિદ્ધિકારિણિ ! હે શરણદાયિનિ, ત્રિનયનિ, શિવગેહિનિ ગૌરિ ! હે નારાયણિ, તને પ્રણામ હો, તને પ્રણામ હો !'

પૂજા પૂરી થઈ, તે સાથે મૂર્તિમતી વિદ્યાસ્વરૂપિણી માનવીના દેહાવલંબને ઈશ્વરીની ઉપાસના દ્વારા શ્રી રામકૃષ્ણના સાધનયજ્ઞની પણ પરિસમાપ્તિ થઈ.

એ વખતે ષોડશી પૂજા પછી શારદામણિદેવી લગભગ પાંચ મહિના સુધી પરમહંસદેવની પાસે રહ્યાં ને અગાઉની પેઠે જ સ્વામી તથા સાસુજીની સેવામાં રહીને દિવસનો ભાગ નોબતખાનાની નાની ઓરડીમાં ગાળતાં; રાતે પૂર્વવત્ શ્રી રામકૃષ્ણની સાથે સૂતાં. શ્રી રામકૃષ્ણને અહોરાત્ર ભાવસમાધિનો વિરામ નહોતો; અને કયારેક તો તેમનું મન નિર્વિકલ્પ સમાધિમાર્ગે એટલું વિલીન થઈ જતું, કે મૃતદેહનાં બધાં લક્ષણો તેમનામાં જોવામાં આવતાં. ગમે તે ઘડીએ શ્રી રામકૃષ્ણને આવી સમાધિ થાય, એટલે એ આશંકાથી શારદામણિદેવીને રાત આખી જાગતાં રહેવું પડતું. એક રાતે તો એવી પરિસ્થિતિ થઈ, કે શ્રી રામકૃષ્ણની સમાધિ ઘણીય વાર સુધી ઊતરી જ નહિ; એટલે શારદામણિદેવી મુંઝાઈ ગયાં અને મધરાતે ભાણેજ હૃદયરામને તથા બીજાં બધાંને જગાડી મૂક્યાં. પછી હૃદયરામે આવીને કેટલી ય વાર સુધી શ્રી રામકૃષ્ણના કાનમાં ઈશ્વરીય નામ સંભળાવ્યા કર્યાં. તે પછી તેમની સમાધિ ઊતરી. સમાધિ ઊતરીને જગતના ભાનમાં આવ્યા પછી શ્રી રામકૃષ્ણના જાણવામાં બધી વાત આવતાં તેમને ખબર પડી, કે

શારદામણિદેવીને મારી સંભાળ રાખવા માટે આખી રાતના ઉજાગરા થાય છે; એટલે તેમણે નોબતખાનાની ઓરડીમાં પોતાનાં માતુશ્રીની પાસે શારદામણિદેવીને સૂવાની વ્યવસ્થા કરી આપી. આ પ્રમાણે લગભગ દોઢેક વરસ દક્ષિણેશ્વરમાં શ્રી રામકૃષ્ણની પાસે રહીને શારદામણિદેવી કામારપુકુર આવ્યાં.

## ૭ : સમજુ ગૃહિણી

કેટલાક પુરુષોની માન્યતા છે અને કોઈ કોઈ સાહિત્યકારોએ કહેલું પણ છે, કે ભીરુતા, પૈસાનો લોભ, બુદ્ધિમંદતા વગેરે સ્ત્રીસ્વભાવમાં સહજ હોય છે અને તેમાંય ગામડામાં જન્મ લેવાનો ગુન્હો કર્યો હોય તો લોકો કહી જ દે, કે 'ગામડિયા ભોથામાં ઝાઝી અક્કલ ન હોય!' આ લોકપ્રવાદના પ્રત્યુત્તરરૂપ જ જાણે કે કેમ ન હોય, તેમ ગામડિયણ શારદામણિદેવીના જીવનની કેટલીક ઘટનાઓ હિમ્મત, સમયસૂચકતા, ઉદારતા, અક્કલ આદિ ઉચ્ચ ગુણોનો ઇજારો લઈ બેઠેલ પુરુષસ્વભાવને પણ પાણી ભરાવે તેવી છે. સમય આવ્યે પોતાની સમજશક્તિનો ઉપયોગ કરીને આવી પડેલી આપત્તિમાંથી કેમ ઊગરવું, સ્વામીના શ્રેયોમાર્ગમાં આડે આવનારી સાંસારિક સુખચેનના સાધનની લાલચને તિલાંજલિ આપવાની તાકાત કેમ બતાવવી તથા સંસારથી પર થયેલાં હોવા છતાં સાંસારિક સમાજ તથા લોકલજ્જાને લક્ષમાં લઈને પોતાના નિર્દોષ આનંદની ઇચ્છાનો પણ કેમ ત્યાગ કરવો, તે દર્શાવનારી શારદામણિના જીવનમાં બનેલી કેટલીક ઘટનાઓનો અત્રે ઉલ્લેખ કરીએ.

એક વખતે શ્રી રામકૃષ્ણના મોટા ભાઈ રામેશ્વરની દીકરી અને દીકરો તથા બીજાં કેટલાંક સ્ત્રીપુરુષોના સંગાથની સાથે

શારદામણિદેવી પગે ચાલીને કામારપુકુરથી દક્ષિણેશ્વર આવવા માટે નીકળ્યાં. વચમાં આરામબાગથી આગળ તેલોભેલો અને કૈકલો નામનાં બે ભયંકર જંગલ આવતાં હતાં. ચોર લૂંટારુના ભયને અંગે દિવસે પણ તેમાંથી એકલા પસાર થવું એ ઘણું જોખમકારક હતું; એટલે મુસાફરો દિવસના ભાગમાં સમૂહમાં નીકળતા અને સાંજ પડે એટલે નીકળતા જ નહિ, પણ જંગલની પહેલાંના ગામ આરામબાગમાં રોકાઈને રાત કાઢતાં. શારદામણિદેવીની સાથેના સંઘે આરામબાગ પહોંચીને જોયું, તો સાંજ પડવાને હજી ઘણીય વાર હતી અને ઉતાવળી પગલે ચાલે તો રાત પડતાં પહેલાં જંગલ ઓળંગી જવાય તેવું હતું; એટલે સહુએ ઉતાવળે પગલે ચાલીને તારકેશ્વરની ધર્મશાળામાં પહોંચીને રાત રોકાવાનું નક્કી કર્યું. સહુનો મત એવો થયો એટલે પછી પોતે થાકી ગયેલાં હોવા છતાં શારદામણિદેવીએ વિરોધ ઉઠાવીને સહુને રોકવાં એ ઠીક ન ધાર્યું અને એ બાબત કોઈને કંઈ ન કહેતાં સૌની સાથે ચાલવા માંડ્યું. પણ બે એક ગાઉનો પંથ કાપતાં શારદામણિદેવી પાછળ રહી જવા લાગ્યાં, એટલે તે આવી પહોંચે ત્યાંસુધી સહુ ઊભા રહીને સાથે થઈ ગયાં અને તેમને જલદી ચાલવાનું કહીને વળી સહુ માર્ગે ચાલવા લાગ્યાં. જંગલની વચ્ચે પહોંચતાં તેમણે જોયું, કે શારદામણિ સહુથી પાછળ ધીરે ધીરે ચાલ્યાં આવે છે. એ લોકો વળી તેમને માટે ઊભાં રહ્યાં અને નજીક આવતાં કહ્યું, કે 'આમ આટલા ધીરે ધીરે ચાલીએ તો એક પહોર રાત વીતતાંય જંગલ વટાવાશે નહિ અને બધાયને લૂંટારાના હાથમાં પડવું પડશે.' આટલા બધા માણસોની અગવડ અને ભયનું કારણ પોતે થઈ પડ્યાં છે એમ સમજતાં શારદામણિદેવીએ તેમને પોતાના માટે વાટ જોવાની ના કહી અને કહ્યું, કે 'તમે સીધાં તારકેશ્વરની

ધર્મશાળામાં પહોંચી જઈને વિસામો ખાઓ, એટલામાં હું બને તેટલું ઉતાવળી ચાલીને ત્યાં આવી પહોંચું છું.' સમય પણ વધુ નથી એમ જાણીને અને તેમના શબ્દો પર ભરોસો રાખીને સંગાથીઓએ ચાલવા માંડ્યું અને ઉતાવળી રસ્તો કાપતાં ઘડીકમાં તેઓ નજર બહાર થઈ ગયાં.

શારદામણિદેવી પોતાનાથી બને તેટલું ઉતાવળું ચાલવા લાગ્યાં; છતાં સાવ થાકી જવાને લીધે જંગલની વચ્ચે પહોંચ્યા પછી થોડીક વારમાં જ સાંજ પડી ગઈ ને દિવસ આથમી ગયો. શારદામણિદેવી ખૂબ ચિંતાતુર થઈને હવે શું કરવું એ વિચારમાં પડી ગયાં. ત્યાં તો તેમને દેખાયું કે કાળા સીસમ જેવા રંગની મોટી પ્રચંડ કાયાવાળો એક પુરુષ ખાંધે મોટી કડિયાળી ડાંગ નાખીને પોતાની તરફ જલદી જલદી આવી રહ્યો છે. તેની પાછળ તેનાં જોડીદાર જેવું બીજું પણ એક માણસ દૂરથી દેખાયું. મનમાં ભયની એક કંપારી પસાર થઈ ગઈ; પણ નાસવું અથવા બૂમ પાડવી નકામી છે એમ જાણીને શારદામણિદેવી સ્થિર ભાવે ઊભાં રહીને શંકા–ભયભરેલે ચિત્ત તેમના આવી પહોંચવાની વાટ જોવા લાગ્યાં.

થોડીક વારમાં જ એ પુરુષે નજીક આવીને તેમને કર્કશ અવાજે પૂછ્યું: 'આવે ટાણે કોણ ત્યાં ઊભું છે?' શારદામણિદેવી તેને રાજી કરવા માટે 'બાપુ' સંબોધન કરીને તરત તેને શરણે જઈને બોલ્યાં: 'બાપુ, મારી સાથેનાં માણસો મને મૂકીને આગળ ચાલ્યાં ગયાં છે; અને મને લાગે છે, કે હું પણ ભૂલી પડી ગઇ છું. તમે મને તમારી સાથે લઈ જઈને તેમની સાથે પહોંચાડી દેશો? તમારા જમાઈ ત્યાં દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના બગીચામાં રહે છે. હું તેમની પાસે જાઉં છું. તમે જો ત્યાંસુધી મને પહોંચાડી દો, તો તે તમારી

ખૂબ ખાતરબરદાસ્ત કરશે.' એટલામાં તો પેલી બીજી વ્યક્તિ પણ ત્યાં આવી પહોંચી; અને શારદામણિદેવીએ જોયું, કે તે પુરુષ નથી પણ સ્ત્રી–પેલાની વહુ! એ બાઈને જોઈને તેમને વધુ ધીરજ આવી અને તેના હાથ પકડીને કહેવા લાગ્યાં: 'મા! હું તમારી દીકરી શારદા; સાથવાળાં માણસો આગળ નીકળી ગયાં ને હું એકલી પડી ગઈ છું. નસીબજોગે બાપુ અને તમે આવી પહોંચ્યાં તે સારું થયું, નહિતર શું થાત એ કહેવાય નહિ.'

શારદામણિદેવીના એ પ્રકારના નિ:સંકોચ સરલ વ્યવહાર, વિશ્વાસ અને મીઠી વાણીથી લૂંટારુ અને તેની સ્ત્રીનું અંતર સાવ ગળી ગયું. લૂંટવાની કે હેરાન કરવાની વાત તો દૂર રહી, પણ ઊલટાં તેઓ ખરેખર તેમને પોતાની દીકરી ગણીને દિલાસો દેવા લાગ્યાં. પછી તેમને સાવ થાકી ગયેલાં જોઈને આગળ પ્રવાસ ન કરવા દેતાં પાસેના તેલેભેલો ગામની એક નાની દુકાનમાં લઈ જઈને રાત્રિ ગાળવાની વ્યવસ્થા કરી આપી. તે લૂંટારાની સ્ત્રીએ પોતાનો સાડલો પાથરીને બિછાનું કરી આપ્યું અને લૂંટારો દુકાનેથી ચણા–મમરા ખરીદ કરી આવ્યો ને તેને ખાવા આપ્યા. એ પ્રમાણે સગાં બાપ–માની પેઠે ખૂબ ખાતરબરદાસ્ત કરીને સ્નેહથી તેને સુવરાવીને તે બન્ને ધણીધણિઆણી ચોકી કરતાં આખી રાત બેઠાં. વહેલાં સવારમાં શારદામણિને ઉઠાડીને સાથે લઈને તેઓએ ચાલવા માંડ્યું ને પ્રભાત થતાં તો તારકેશ્વર પહોંચી ગયાં, અને એક દુકાને વિસામો ખાવાં બેઠાં. એટલામાં પેલા લૂંટારાની સ્ત્રીએ તેના ધણીને કહ્યું: 'આ મારી છોડીએ કાલ કાંઈ ખાધું નથી, માટે ઝટઝટ બાબા તારકનાથની પૂજા પતાવી આવો અને બજારમાંથી સીધું સામાન શાકભાજી વગેરે લઈ આવો એટલે અટાણે તેને સારી રીતે જમાડીએ.'

લૂંટારો એ બધું લેવા માટે ગયો એટલામાં શારદામણિ-દેવીની સાથેનાં સ્ત્રીપુરુષો તેમને શોધતાં શોધતાં ત્યાં આવી પહોંચ્યાં અને તેમને ક્ષેમકુશળ પહોંચેલાં જોઈને હરખ કરવા લાગ્યાં. ત્યારે શારદામણિદેવીએ પોતાના રાતના આશ્રયદાતા પિતામાતાનો પરિચય કરાવતાં કહ્યું, કે 'આમણે આવીને જો મારી સંભાળ ન લીધી હોત, તો રાતે મારું શું થાત એ કોણ કહી શકે?' પછી પૂજા, રસોઈ, ભોજનાદિથી પરવારીને સૌ જરા વિસામો લઈને વૈદ્યવાડીના રસ્તે ચાલવા સારુ તૈયાર થયાં, એટલે શારદામણિદેવીએ તે લૂંટારા તથા તેની સ્ત્રીને ખૂબ કૃતજ્ઞતા જણાવીને તેમની પાસેથી જવાની રજા માગી. શારદામણિદેવી કહે છે, કે "એ એક રાતના સહવાસમાં અમે પરસ્પરને એટલાં બધાં પોતાનાં કરી લીધાં હતાં, કે જુદાં પડતી વખતે અમે બન્ને રુદન કરવા લાગ્યાં. આખરે અનુકૂળતા મળ્યે મને મળવા માટે જરૂર દક્ષિણેશ્વર આવવાનું વચન લઈને ખૂબ દુઃખી હૈયે તેમનાથી હું છૂટી પડી. ચાલતી વખતે તેઓ કેટલે ય દૂર સુધી મારી સાથે આવેલાં અને તે લૂંટારાની સ્ત્રીએ બાજુના ખેતરમાંથી મગની શીંગો તોડી તોડીને આંસુ ઝરતી આંખે મારા સાડલાને છેડે બાંધતાં બાંધતાં કહ્યું: 'દીકરી શારદા, રાત્રે વાળુ કરતી વખતે આ પણ ખાજે.'

"એ વચનનું પાલન તેમણે કરેલું. મીઠાઈ વગેરે ચીજો લઈને તેઓ મને મળવા વચ્ચે વચ્ચે દક્ષિણેશ્વર કેટલીક વાર આવેલાં હતાં. એમણે (શ્રી રામકૃષ્ણે) પણ મારી પાસેથી બધી વાત સાંભળીને એ વખતે એ લૂંટારુ પતિપત્ની સાથે જમાઈ જેવું જ વર્તન રાખેલું અને આગતાસ્વાગતા કરેલી. હવે ભલે તે સુધરીને સારા થઈ ગયા હોય, છતાં ય મારા લૂંટારા બાપાએ પહેલાં કયારેક કયારેક લૂંટ કરેલી ચોક્કસ એમ મને લાગે છે."

ભવિષ્યમાં ભરણપોષણનો વાંધો ન આવે તથા સુખે રોટલો ખાઈ શકાય એ સારુ ધણી પાસેથી સ્ત્રીધન તરીકે પૈસા લઈને પોતાના નામે અલગ બેંકમાં જમા કરાવવા એ અત્યારની સ્ત્રીઓમાં સાધારણ ઇચ્છા જોવામાં આવે છે. ધણીની આબરૂનું લીલામ થઈ જાય, પણ બાયડી પોતાના સ્ત્રીધનરૂપે મેળવેલી સંપત્તિમાંથી એક ફૂટી બદામ સરખી યે ન આપે એવાં ઉદાહરણ પણ મળી આવશે; પરંતુ પોતાના સ્વામીની સાથે સીધો સંપર્ક ન રાખે એવી રીતે મળતી દોષ રહિત સંપત્તિનો પોતાના સ્વામીના આદર્શની ખાતર ત્યાગ કરનારી નારીનું ઉદાહરણ સહેલાઈથી નજરે નહિ આવે. એ સંબંધે એક ઘટના શારદામણિદેવીના જીવનમાં બનેલી, તેનો અહીં ઉલ્લેખ કરીએ.

શ્રી પરમહંસ દેવના દક્ષિણેશ્વરવાસ દરમિયાન કલકત્તાથી અનેક ભક્તો તેમની પાસે આધ્યાત્મિક બાબતોમાં ઉપદેશ લેવા આવ્યા કરતા; તેમાં કલકત્તાના બડાબજારના કેટલાક મારવાડી વેપારીઓ પણ સત્સંગ કરવા કયારેક કયારેક આવી ચડતા. એક દિવસ એવી રીતે મારવાડી ભક્તમંડળી આવી ચડી હશે; તેમાંના એક ભક્ત લક્ષ્મીનારાયણ શેઠે જોયું, કે શ્રી રામકૃષ્ણના બિછાના પરની ચાદર મેલી થયેલી છે. તે જોઈને મહાત્માની સેવા બરાબર થાય એવો કંઈક પાકો બંદોબસ્ત કરી આપવાની સદિચ્છા તેના મનમાં જાગી; અને તેણે તરત જ શ્રી રામકૃષ્ણ પાસે તે રજુ કરી, કે 'મહારાજ, આપનાં વસ્ત્ર, ભોજનાદિની વ્યવસ્થા બરાબર સગવડપૂર્વક ચાલતી રહે, એવી કંઈક ગોઠવણ કરવાની મારી ઇચ્છા થાય છે. જો આપ કહો, તો આપના નામે દસ હજાર રૂપિયા જમા મૂકું; અને તેના વ્યાજમાંથી આપની સેવાના ખરચ વગેરેનો બંદોબસ્ત બરાબર ચાલ્યા કરે. એ વિષે આપનો શો મત છે?"

જવાબમાં મત આપનારની ચેતનાનો જ લોપ થઈ ગયો. જાણે માથા પર ઘા ન પડ્યો હોય તેમ શ્રી રામકૃષ્ણ મૂર્છિત થઈ પડ્યા. થોડી વારે સંજ્ઞા આવતાં જગદંબાને કહેવા લાગ્યા, કે 'મા, આટલા બધા દિવસે વળી તું લક્ષ્મીથી લલચાવવા લાગી?'

એ સાંભળતાં મારવાડી ભક્ત બોલ્યો, કે 'ત્યારે તો હજી આપને ત્યાજ્ય–ગ્રાહ્ય છે; આપને પૂર્ણ જ્ઞાન નથી.'

પરમહંસ દેવે જવાબમાં કહ્યું, કે 'કોણ જાણે, બાપુ, પણ હું જે ત્યજું છું તે કાયમને માટે જ!'

એ પરથી તે મારવાડી ભક્તે એ રકમ શારદામણિદેવીના નામ પર મૂકવાની ઇચ્છા દર્શાવી; એટલે શ્રીરામકૃષ્ણે શારદામણિદેવીનું મન જાણવાની ઇચ્છાથી તેમને તેડાવ્યાં અને કહ્યું: 'જુઓ, આ મારવાડી ભક્ત રૂપિયા દસ હજાર આપવા માગે છે; પણ હું તો રૂપિયાને અડી શકતો નથી એટલે તે તમારે નામે ચડાવવાનું કહે છે, તો તેમાં તમને શું હરકત છે તે કહો.'

એ સાંભળીને શારદામણિદેવીએ કહ્યું: 'એ કેમ બને? રૂપિયા લેવાય જ નહિ. હું રૂપિયા લઉં તે તમારા લીધા બરોબર જ થાય; કારણ કે મારા લીધેલા રૂપિયા તમારી સેવામાં વપરાયા વિના રહે જ નહિ–એટલે પરિણામે તે તમારા લેવા બરોબર જ થયું ગણાય, માટે રૂપિયા લેવાય જ નહિ. લોકો તમારા પર શ્રદ્ધા–ભક્તિ રાખે તે તમારા ત્યાગને માટે; માટે એ ન બને.'

શ્રી રામકૃષ્ણ કહે છે, કે 'એ સાંભળીને હું નિશ્ચિંત થયો.'

પતિના આદર્શને વળગી રહીને પતિનાં જ સુખસગવડ સારુ વાપરવાને મળતી મોટી રકમનો ત્યાગ કરવાનાં ઉદા-

હરણ આપણા કહેવાતા સંસ્કારી સ્ત્રીસમાજમાં કેટલાંક મળશે?

શારદામણિદેવી ગામડામાં જન્મી તથા પરણી તેથી તેની બુદ્ધિ પણ ગામડિયા જેવી જાડી હતી એમ નહિ. સાધારણ વાકયમાંથી સામા માણસનું મન પારખવાની સૂક્ષ્મ કળા તેમની અસામાન્ય બુદ્ધિને કોઈ અદ્ભુત રીતે હસ્તગત હતી. એ બાબત નીચે વર્ણવેલા પ્રસંગમાં પરમહંસ દેવે પોતે તેમને આપેલા પ્રમાણપત્ર પરથી પ્રત્યક્ષ થશે.

કલકત્તાથી કેટલાક માઇલ ઉત્તરે પાણિહાટી નામના ગામમાં દર સાલ જેઠ સુદ તેરસને દિવસે શ્રી ચૈતન્ય મહાપ્રભુના ત્યાં થયેલા આગમનના સ્મરણમાં 'રાઘવ પંડિતનો પૌવાનો મહોત્સવ' નામનો એક મોટો વૈષ્ણવોનો ઉત્સવ થાય છે; તે પ્રસંગે અનેક નામાંકિત સાધક ભક્તો, કીર્તનકારો વગેરે આવીને એકઠા મળે છે અને લોકોનો મોટો મેળો ભરાય છે. પહેલાં તો શ્રી રામકૃષ્ણ એ ઉત્સવમાં દર વરસે જતા; પણ ભક્તોનું આગમન શરૂ થયા પછી કેટલાંક વરસથી ત્યાં જવાનું બન્યું નહોતું. એટલે ઈ. સ. ૧૮૮૫ ની સાલમાં શ્રી રામકૃષ્ણે પોતાના અંગ્રેજી ભણેલા જુવાનિયા ભક્તોને એ મહોત્સવ બતાવવાની ઇચ્છાથી લગભગ પચીસેક ભક્તોને સાથે લઇને નીકળવાની તૈયારી કરી. એ માટે બે મોટી નૌકા તૈયાર કરાવી. પરમહંસદેવને માટે એક જુદી નૌકા રાખવામાં આવી. કેટલીક ભક્ત સ્ત્રીઓ પણ એ મહોત્સવ જોવા જવા માટે તૈયાર થઈ ગઈ. એ પરથી શારદામણિદેવીએ પણ એક સ્ત્રીભક્તની મારફત પોતે સાથે આવે કે કેમ એ બાબત શ્રી રામકૃષ્ણને પુછાવ્યું. જવાબમાં શ્રી રામકૃષ્ણ બોલ્યા, કે 'તમે બધાં તો જાઓ છો; એમની (શારદામણિની) ઇચ્છા હોય તો આવે."

એ જવાબ સાંભળીને શારદામણિદેવીએ કહ્યું, કે 'અહીં-થી પણ સાથે ઘણાં માણસો છે. ત્યાં પણ લોકોની ખૂબ ભીડ હશે. એટલી બધી ભીડમાં નાવમાંથી ઊતરીને ઉત્સવ જોવો એ મારાથી બની શકે નહિ; એટલે હું આવતી નથી.'

સૌ રવાના થઈ ગયાં, અને ઉત્સવ જોઈ આનંદ કરીને રાતે દસ વાગ્યે પાછાં આવ્યાં. પછી રાતે જમતી વખતે ઉત્સવ સંબંધે વાત કરતાં શ્રી રામકૃષ્ણે એક સ્ત્રીભક્તને કહ્યું, કે "એટલી બધી ભીડ—તેમાં વળી ભાવસમાધિને અંગે સહુ લોકો મને તાકી તાકીને જોયા કરતા હતા. એ (શારદા-મણિદેવી) સાથે ન આવ્યાં તે સારું જ કર્યું; એમને પણ સાથે જોત તો માણસો કહેત, કે 'હંસ-હંસી આવ્યાં છે!' એ ભારે બુદ્ધિમતી!"

પરમહંસ દેવ જમી રહ્યા પછી પેલી સ્ત્રીભકતે નોબત-ખાનામાં શારદામણિદેવી પાસે જઈને તેમના વિષે પરમહંસ દેવ જે બોલ્યા હતા તે કહી સંભળાવ્યું; એટલે શારદામણિદેવી બોલ્યાં: "સવારે એમણે (શ્રીરામકૃષ્ણે) મને જે પ્રકારે જવા માટેનું કહેવરાવ્યું તે પરથી જ હું કળી ગઈ, કે એ મને મોકળા મનથી આ બાબતમાં અનુમતિ આપતા નથી. જો ખુલ્લા દિલે આપતા હોત તો કહેત, કે 'હા, હા, જરૂર આવે; વળી એમાં શું?' પણ તેમ ન કરતાં એમણે આ બાબતની વિવેચના અને નિર્ણયનો ભાર જ્યારે મારા પર નાખીને કહ્યું, કે 'એની ઇચ્છા હોય તો આવે.' ત્યારે મેં નક્કી કર્યું, કે જવાનો વિચાર મૂકી દેવો જ સારો!"

શારદામણિદેવીના સ્વામી સંસારી નહોતા; એ હતા સંન્યાસી. વળી પરણેલા હોઈને સાથે રહેવા છતાં સ્ત્રીપુરુષને પરસ્પર વળગેલાં રહેલાં રાખવામાં મુખ્ય ભાવ ભજવનાર

સાંસારિક સંબંધનો સર્વથા અભાવ ! એ જોઈને સુશિક્ષિત કહેવાતા વર્ગ માંહેના પણ કોઈ કોઈને થયું છે, કે શ્રી રામકૃષ્ણ દેવ ભલે પોતાની સમાધિ તથા શિષ્યોને ઉપદેશ, ધર્મ-પ્રસંગ, કથાવાર્તાદિમાં મગ્ન રહેતા, પણ બિચારી શારદામણિદેવીને જિંદગીનો કાંઈ લહાવો લેવાનું સાંપડ્યું નહિ. ન કાંઈ પહેર્યું-ઓઢ્યું, કે ન કાંઈ ઘરેણુંગાંઠું ! એ તેમનો સ્ત્રીત્વ પ્રત્યે અન્યાય છે !

આ માન્યતા તથા ટીકાના જવાબમાં શારદામણિદેવીના જીવનની એક જ ઘટનાનો ઉલ્લેખ તેમના પોતાના શબ્દોમાં કરીને આ પ્રકરણ પૂરું કરીશું.

સામાન્ય રીતે જ સ્ત્રીઓને પહેરવું-ઓઢવું, વસ્ત્ર-અલંકાર આદિ ગમે. પરહંસ દેવ આ સ્ત્રીસ્વભાવથી અનભિજ્ઞ નહોતા. એટલે એ વિષયનું પણ શારદામણિદેવીના મનમાં કોઈ જાતનું દુઃખ ન રહે તે સારુ પોતાના ભાણેજ હૃદયરામની મારફત અલંકારો સારી રીતે ઘડાવીને પરમહંસ દેવે તેમને આપ્યા હતા. એ વિષે શારદામણિ દેવી કહેતાં, કે 'એ વખતે તેમને ગળાનું દરદ હતું, છતાં મારા માટે એટલા બધા રૂપિયા ખરચીને સોનાનું તાવીજ ઘડાવી આપ્યું. આમ જુઓ તો પોતે પૈસાને અડકી પણ નહોતા શકતા, છતાં મારા માટે તેમની એટલી બધી કાળજી ! પંચવટીમાં એમને સીતાજીનાં દર્શન થયાં હતાં, ને વખતે સીતાજીના હાથ ઉપર સોનાનાં કડાં જોયાં; માથે ડાયમંડનાં વળિયાં જેવા આકારની ઘડાઈ! સીતાજીનાં એ કડાં જોઇને એમણે રૂપિયા ત્રણસો ખર્ચીને એના જેવાં જ નક્કર સોનાનાં કડાં મને ઘડાવી આપ્યાં !'

# ૮ : પરિચારિકા

આ સંસારમાં સુખમય જીવનનો સમય સોહામણા સ્વપ્નની પેઠે અતિ અલ્પ કાળમાં વહી જતો જણાય છે અને દુઃખના દિવસો આવી પડતાં દુઃખ દૂર કરવામાં અને પૂર્વના સુખી જીવનનાં સંભારણાંમાંથી સુખનો કાલ્પનિક આભાસ માનસિક ચક્ષુ સામે ખડો કરીને તેમાં રાચવામાં જ માનવમાત્રનો પ્રયાસ જોવામાં આવે છે. આનું નામ જીવન. હેતુ ભલે જુદા જુદા કલ્પી શકાય, પણ રંકથી માંડીને રાય સુધી, સાધારણ જીવથી માંડીને અવતારી વ્યક્તિ પર્યંત આમાંથી કોઈ બાદ નથી. લંકેશના હાથમાંથી સીતાને છોડાવીને પાછા ફરતી વખતે પુષ્પક વિમાનમાં બેઠા બેઠા રામચંદ્રજી પણ વનવાસ વખતે ગોદાવરીને તીરે જે આનંદ કરેલો તે બધાં સ્થળો જોઈને સીતાને કહે છે, કે 'ફરી આપણે અહીં એવો આનંદ કરીએ એમ થાય છે!'

શારદામણિદેવીના જીવનમાં પણ દુઃખ–કષ્ટનો આરંભ થવા લાગ્યો. ઈ. સ. ૧૮૮૫ના ઉનાળામાં ગરમી કંઈક વધુ પ્રમાણમાં પડેલી; એટલે શ્રી રામકૃષ્ણ પાસે આવનારા ભક્તો બરફ, આઈસક્રીમ, શરબત, આદિ ઠંડાં પીણાં ખૂબ પ્રમાણમાં લાવતા. પરમહંસ દેવ પણ બાલકની પેઠે એ બધાં પીને આનંદ કરતા; પણ તેમની અત્યંત નાજુક પ્રકૃતિને એ સદ્યું નહિ અને પરિણામે શરદી લાગી ને ગળામાં વેદના શરૂ થઈ. સામાન્ય દવા, લેપ વગેરે બાહ્ય ઉપચારથી મટાડવાનો પ્રયાસ શરૂ થયો. એ અરસામાં સૌ મળીને પાણિહાટીનો મહોત્સવ જોવા ગયા, ત્યાં શ્રી રામકૃષ્ણને ઉપરાઉપરી થતી ભાવસમાધિ તથા નીચે કીચડ અને માથે વરસાદમાં ભિંજાવાને લીધે શરદી વધી ગઈ અને ગળાનું દરદ પણ વધી ગયું.

દવાદારૂ, સારવાર ચાલુ રાખીને મહિનો આખો નીકળી ગયો, છતાં દરદ હઠવાનાં ચિહ્નો જણાયાં નહિ; એટલે સારા વૈદ્ય ડાકટરો પાસે રોગની પરીક્ષા કરાવી. તેમણે રોહિણી યાને કેન્સર અથવા કલર્જીમેન્સ સોર થ્રોટ તરીકે નિદાન કર્યું; અને સૂચના કરી દીધી, કે આ અસાધ્ય વર્ગનો રોગ છે માટે આરામ થતાં બહુ મહેનત પડે તેવું છે. દરદીને સમાધિ ન થાય તથા વાતચીત ન કરે એવી ખાસ સૂચના આપી દીધી. પથ્ય વગેરેમાં પણ નિયમો કરી દીધા. શ્રી રામકૃષ્ણ એ બધાં ઔષધ, પથ્ય, ખાવા પીવાના નિયમોમાં ચિકિત્સકોના કહેવા પ્રમાણે ચાલતા હતા; પણ એક વાતમાં માત્ર એ નિયમનો ભંગ થતો હતો—તેમનાથી બોલ્યા વિના રહેવાતું નહિ. લોકોને સન્માર્ગે ચડાવીને પ્રભુ પ્રત્યે વાળવાના લોકકલ્યાણના યજ્ઞમાં અંતિમ આહુતિ તરીકે પોતાનો દેહ સુદ્ધાં અર્પણ કરવાની ભાવનાવાળા શ્રી રામકૃષ્ણ એ એક બાબતમાં ચિકિત્સકોના કહેવા પ્રમાણે વર્તી શકતા નહોતા; ત્રિતાપદગ્ધ મનુષ્યોની શાંતિને માટે ઈશ્વર સંબંધે બોલ્યા વિના રહી શકતા નહિ અને ઈશ્વર વિષે બોલતાં સમાધિદશા થયા વિના રહેતી નહિ. સમાધિ અવસ્થા થતાં રક્તપ્રવાહ વેગપૂર્વક મસ્તક તરફ ચડતો; પરિણામે દરદ તથા વેદના વધતાં અને ઔષધ-પથ્યાદિનું કશું પરિણામ દેખાતું નહિ.

આને લીધે ભક્તોની ચિંતા વધી. સારામાં સારા ડોકટરોની ચિકિત્સાની વધુ અનુકૂળતા સારુ દક્ષિણેશ્વરથી ફેરવીને તેમને કલકત્તાની સાવ નજીક શ્યામપુકુરમાં લાવવાનું નક્કી થયું. ખર્ચ ભક્તોએ વહેંચી લીધું અને કલકત્તાના પ્રખ્યાત ડોકટર મહેંદ્રલાલ સરકારની સારવાર શરૂ થઈ; એમ બધું અનુકૂળ થયું, પણ પથ્ય, ખોરાક વગેરે તૈયાર કરી આપવા માટે શારદામણિદેવીની જરૂર જણાઈ.

પરંતુ તેમને ત્યાં લાવીને રાખવાં શી રીતે? એક તો તેમનો અત્યંત શરમાળ સ્વભાવ, એટલે પુરુષવર્ગની સાથે પરિચય જ પાડે નહિ; અને સૌથી મોટી મુશ્કેલી તો એ હતી, કે એ મકાનમાં સ્ત્રીઓને માટે અલગ, પુરુષોની નજરે પડયા વિના રહી શકાય એવી જગ્યા જ નહોતી; એટલે એ અહીં આવીને પુરુષો વચ્ચે કેવી રીતે રહી શકે એ બાબતનો ઉકેલ કોઈને મળ્યો નહિ. અને છતાં ય તેમને લાવ્યા વિના ચાલે તેમ પણ નહોતું દેખાતું; કારણ કે શ્રી રામકૃષ્ણની પ્રકૃતિને અનુકૂળ રીતે પથ્ય, આહારાદિ તૈયાર કરીને ખવરાવવું એ તેમના સિવાય બીજા કોઈથી બરાબર બની શકે તેમ નહોતું. ભક્તોને કોઈ રસ્તો જડ્યો નહિ, એટલે તેમણે એ વાત શ્રી રામકૃષ્ણની પાસે મૂકી. તેમણે પણ શારદામણિદેવીના શરમાળપણાને ઉદ્દેશીને કહ્યું, કે 'એ કાંઈ અહિંયાં આવીને રહી શકશે? છતાં તમે એમને પૂછી જુઓ. બધી બાબત જાણી-સમજીને તે જો આવી શકે તેમ હોય, તો ભલે આવે.' એ સાંભળીને દક્ષિણેશ્વર શારદામણિ દેવી પાસે માણસ રવાના થયું.

'જયારે જેમ, ત્યારે તેમ; જયાં જેમ, ત્યાં તેમ; જેને જેમ, તેને તેમ' શ્રી રામકૃષ્ણ કહેતા; એટલે કે દેશ, કાળ, પાત્રભેદની વિવેચના કરીને સંસારમાં સર્વ બાબતમાં વર્તતાં ન આવડે, તો શાંતિલાભ અથવા પોતાના અભિષ્ટ લક્ષ્યે પહોંચવાને કોઈ સમર્થ થાય નહિ. સંકોચ અને શરમાળપણાના આવરણની દુર્ભેદ્ય દીવાલની પાછળ હમેશાં રહેવા છતાં શારદામણિ દેવી શ્રી રામકૃષ્ણ પાસેથી ઉપરનો ઉપદેશ પ્રાપ્ત કરીને પોતાનું જીવન એ પ્રકારે ઘડીને નિયમિત કરવાનું શીખ્યાં હતાં. પ્રયોજન પડયે પોતાનાં પૂર્વસંસ્કાર અને ટેવોના આવરણમાંથી મુક્ત થઈને નિર્ભયતાથી પ્રસંગોચિત

રીતે વર્તવાને શારદામણિદેવી કેટલે સુધી સમર્થ હતાં, તે અગાઉ 'લૂંટારા બાપા'વાળા પ્રસંગ પરથી જોવામાં આવ્યું છે.

એટલે ડોકટરની સલાહ અનુસાર 'ખરેખર રીતે પથ્ય તૈયાર કરનાર વ્યક્તિના અભાવે રોગની ચિકિત્સામાં ખામી જણાય છે અને એથી રોગને વધવાનો સંભવ રહે છે' એમ સાંભળતાં વેંત જ શારદામણિદેવીએ પોતાની સગવડ–અગવડનો વિચાર બાજુએ મૂકીને તરત જ શ્યામપુકુરના મકાને આવીને જવાબદારી આનંદથી ઉપાડી લીધી. એટલા મોટા મકાનમાં અપરિચિત પુરુષોની વચ્ચે દરેક પ્રકારની અગવડો સહન કરીને ત્યાં ત્રણ મહિના સુધી રહીને જે રીતે શારદામણિદેવીએ પોતાનું કર્તવ્ય બજાવ્યું, તે જોઈને ખરેખર નવાઈ લાગે. સ્નાન વગેરે કાર્યોને માટે માત્ર એક જ જગ્યા સૌને માટે હોવાથી રાતના ત્રણ વાગ્યા પહેલાં પથારી છોડીને એ બધાં કાર્યોથી પરવારી લેતાં; અને ઠેઠ ત્રીજે મજલે અગાસી ઉપર જવાના દાદરની બાજુના ચોક પર ચડી જતાં તે કોઈને ખબર પડતી નહિ. આખો દિવસ ત્યાં રહીને સમય પ્રમાણે શ્રી રામકૃષ્ણને માટે ખાવાનું તૈયાર કરીને વૃદ્ધ ભક્ત બુઢા ગોપાલ અથવા બાલક ભક્ત લાટુની સાથે નીચે ખબર મોકલતાં. એ વખતે બને તેમ હોય તો બીજા ભક્ત લોકોને પરમહંસદેવની પાસેથી બહાર કરી દઈને તે ખાવાનું પોતે જ શ્રી રામકૃષ્ણને ખવરાવી જતાં. અને તેમ થઈ શકે તેવું ન હોય તો બીજા બાલક ભક્તો દ્વારા એ મોકલી આપતાં. બપોરના જમીને એ નાની શી જગ્યામાં જ શારદામણિ દેવી આરામ લઈ લેતાં, અને રાતે અગિયાર વાગ્યે બધા સૂઈ જાય ત્યારપછી ત્યાંથી નીચે ઊતરીને પોતા માટેના ઓરડામાં આવીને રાતના બે વાગ્યા સુધી જ (એટલે માંડ ત્રણ કલાક જ) સૂતાં. સ્વામીને રોગમુક્ત કરવાની આશાથી હૈયે હિમ્મત

ખોડીને શારદામણિ દેવી દિવસ ઉપર દિવસ એ પ્રમાણે કાઢયે જતાં; અને એટલાં અજ્ઞાત રીતે રહેતાં, કે જેઓ પરમહંસ-દેવની પાસે હમેશાં આવજા કરતા તેઓમાંના ઘણા-ખરાને ખબર પણ નહોતી, કે શારદામણિ દેવી ત્યાં રહીને સારવાર કરી રહ્યાં છે.

શ્રીભગવાને કહ્યું છે, કે 'सदृशं चेष्टते स्वस्याः प्रकृते ज्ञानवानपि જ્ઞાની પુરુષ પણ પોતાની પ્રકૃતિને અનુસરીને જ વર્તન કરે છે.' દિવ્ય અવતારી પુરુષો પણ સાધારણ વ્યવહારમાં મનુષ્યોની માફક જ વર્તે છે. જે બાલકૃષ્ણે યશોદાજીને પોતાના નાનકડા મુખમાં આખું બ્રહ્માંડ બતાવીને આશ્ચર્યમાં ગરકાવ કર્યાં હતાં, તે જ અદ્‌ભુત સામર્થ્યવાન શ્રીકૃષ્ણને નંદરાયજીને બેસવા સારુ એક પાટલો ઊંચકી લાવતાં કેટલું ય કષ્ટ થતું હતું. વિશ્વામિત્ર ઋષિના યજ્ઞમાં ધસી આવતા ભયંકર રાક્ષસો-ના વેગને રોકવાને સામર્થ્યવાન ભગવાન રામચંદ્ર સીતા-જીના વિરહશોકના વેગને રોકવા અસમર્થ થતાં નાસિકની પંચવટીમાં ઝાડવે ઝાડવે રોતા ફરતા હતા. અને એમાં અજુગતું કશું નથી. સત્પુરુષોની રક્ષા માટે, દુષ્ટોના વિનાશ માટે, સંસારના તાપોથી બળી જળી રહેલા મનુષ્યોના અજ્ઞાન-નો નાશ કરી ધર્મસંસ્થાપનના યુગકાર્ય માટે ઈશ્વરી શક્તિનો પ્રભાવ દર્શાવનારા અવતારી પુરુષોનું રોજનું જીવન સામાન્ય મનુષ્યોના જેવું જ હોય છે. સામાન્ય માણસની પેઠે તેઓ પણ ખાય, પીએ, સૂવે, બેસે, શરીરે રોગ થતાં દવા કરે, ઈત્યાદિ કર્મો કરે; પણ તેમની આત્મ-જાગૃતિ અખંડ હોય. તેમના આ મનુષ્યભાવના પડદાને લીધે જ પાછળ રહેલા દિવ્ય ભાવ અથવા અવતારિત્વને પિછાનીને સમજવું અત્યંત કઠણ થઈ પડે છે. શ્રી રામકૃષ્ણ તથા શારદામણિદેવીના જીવન સંબંધે પણ એ વાત સાવ સાચી પડી છે. તેમના નજીકનાં

સગાં–સંબંધીઓ તેમના જીવનકાળ દરમિયાન તેમની સાથે રહેવા છતાં તેમની મહત્તા પારખી શકવાને સમર્થ ન થયાં; એટલું જ નહિ, પણ તેમની આધ્યાત્મિકતાથી ખેંચાઈને શ્રદ્ધાભક્તિપૂર્વક આવનારા ભક્તોમાંથી પણ કેટલાક શારદામણિદેવીની કુટુંબજાળ જોઈને તેમની ઉચ્ચ આધ્યાત્મિકતા તથા અવતારિત્વ સંબંધે સંદેહશીલ થઈ પડતા. વળી શ્રી રામકૃષ્ણના ગળાના રોગે ભક્તોની ભક્તિને ચાળી નાખી. અસાધ્ય રોગ જોઈને કેટલાકની શ્રદ્ધા ઊઠી પણ ગઈ, જ્યારે કેટલાક સેવા કરવામાં જ આપણું કલ્યાણ છે એમ માનીને દૃઢતાપૂર્વક વળગી રહ્યા.

આ બાજુ શારદામણિદેવીએ પોતાની અગવડનો ખ્યાલ સરખો ય કર્યા વિના તનતોડ સારવાર કરવા માંડી. ડૉક્ટરોએ પોતાની બધી હિકમત અજમાવી જોઈ અને સેવકોએ પૈસા ખરચવામાં પાછું વાળીને જોયું નહિ, છતાં રોગે મચક આપી નહિ. એ પરથી હોમિયોપથી ચિકિત્સકોની સૂચનાને અનુસરીને ખુલ્લી હવાવાળી જગ્યામાં શ્રી રામકૃષ્ણને ફેરવવાનું ઠર્યું; ને કાશીપુરના બગીચાવાળા બંગલામાં તેમને રાખવામાં આવ્યા.

નવી જગ્યા, હવા, પાણી વગેરેના ફેરફારથી આરંભમાં તો કંઈક આરામનો આભાસ જણાયો, પણ એ આભાસ આખરે આભાસ જ નીવડ્યો ને દરદ વધતું જ રહ્યું. એટલે પછી શારદામણિદેવીએ સ્વામીના આરોગ્યને માટે પોતાનો ગામડિયો પણ અનુભવસિદ્ધ ઉપાય અજમાવવાનો વિચાર કર્યો.

ગામડા ગામમાં વૈદ્ય–ડૉક્ટરોનો ઘણે ભાગે અભાવ જ હોય છે. મોટે ભાગે કુદરત જ રોગ મટાડવાનું કામ કરતી હોય છે. ક્યારેક કોઈ વૃદ્ધ ડોશીનો અનુભવ ઉપયોગમાં

સેવાય છે, અને કવચિત ગામનો હજામ હજામતનાં ઓજારો-ની સાથે ઓપરેશનનાં ઓજારો પણ એ એકજ થેલીમાં રાખતો નજરે ચડે છે. પણ એ બધાંય જ્યાં નિષ્ફળ નીવડે છે ત્યાં સરલ ગામડિયાઓ ગામના કોઈ જાગતા દેવતાનું શરણ લે છે. રોગી મંદિરને દરવાજે દેવતાની સામે ખાધા-પીધા વિના પડ્યો રહે છે, અને અમુક દિવસ પછી રાતે સ્વપ્નમાં અથવા પ્રત્યક્ષ દર્શન દઈને દેવતા તેને રોગનો ઉપાય બતાવે છે. એ પ્રમાણે ઉપાય કરીને રોગી રોગમુક્ત થાય છે. આ ઉપાયને 'હત્યાદાન' કહે છે. પહેલાં એક વાર શારદામણિદેવીએ પોતાના રોગને માટે જયરામ-વાટીમાં સિંહવાહિની દેવીની સામે આ ઉપાય અજમાવેલો, જે નીચે મુજબ હતો.

એવું બનેલું, કે એક વખતે જયરામવાટીમાં શારદામણિ-દેવીને સખત મરડો થઈ ગયો. કોઈ રીતે મટે જ નહિ; અને સાથે સાથે આંખો પણ સૂજી ગઈ–તે એટલે સુધી કે આંખોનાં પોપચાં ઊઘડી શકતાં નહિ ને દેખાતું બંધ થઈ ગયું. સૌની જુદી જુદી સલાહ અનુસાર ખૂબ દોશીવૈદાં કરી જોયાં, પણ કશાથી દરદ મટ્યું નહિ. આખરે હતાશ થઈને એક રાતે ગામની વચ્ચે આવેલ સિંહવાહિની દેવીના નાના મંદિરની સામે હત્યા દઈને પડ્યાં રહ્યાં. રાતે દેવીએ સ્વપ્નમાં દર્શન દઈને કહ્યું, કે 'દૂધીનાં ફૂલ સારી રીતે રગડીને તેના રસનાં ટીપાં આંખમાં નાખો એટલે મટી જશે'. સવારમાં ઘેર જઈને શારદામણિદેવીએ એ પ્રમાણે કર્યું, એટલે આંખમાંથી ધારા-બંધ પાણી નીકળવા માંડ્યું અને બીજે દિવસે આંખો સાવ સારી થઈ ગયેલી. ત્યારથી એ સિંહવાહિનીદેવીનું માહાત્મ્ય એટલું વધી ગયું છે, કે આજે પણ દૂરદૂરનાં ગામડાંના લોકો એ દેવીની માનતા રાખીને ધાર્યો પરચો મેળવે છે.

આ બાજુ શ્રી રામકૃષ્ણનું દરદ મટાડવામાં પણ જ્યારે વૈદ્ય ડોકટરો, પથ્ય, હવાફેર તથા ઉત્તમ સારવાર વગેરે સર્વ ઉપાયો નિષ્ફળ નીવડ્યા, ત્યારે શારદામણિદેવીના અંતરમાં ઉપરનો અંતિમ ઉપાય સ્ફુરી આવ્યો, અને તેમણે શ્રી તારકેશ્વરના જાગ્રત દેવતા બુઢ્ઢા શિવની સામે હત્યા દઈને પડ્યા રહેવાનો નિશ્ચય કર્યો. શ્રી રામકૃષ્ણની પાસે પોતાનો ઇરાદો જણાવ્યો અને તેમની સંમતિ મેળવીને તારકેશ્વર જઈને શિવની સામે મંદિર બહાર પડ્યાં. એક દિવસ વીતીને બીજી રાતે શારદામણિદેવીએ જોયું કે બુઢ્ઢા શિવજી હાથમાં એક જાડો દંડૂકો લઈને કેટલાંક માટલાં ફોડી રહ્યા છે. શારદામણિદેવીને એ જોઈને થયું, કે 'આ માટલામાં ને મનુષ્યના શરીરમાં શું ફેર છે? સમય થઈ રહેતાં માનવશરીર પણ આ માટલાંની જેમ ફૂટી જાય છે તેમાં નવાઈ શી? આજ નહિ તો ગમે ત્યારે પણ એક વખતે ફૂટવાનું જ છે, તો પછી માટલાં જેવા એ જડ દેહમાં વળી એટલી બધી આસક્તિ શી? ભલેને તે સ્વામીનું હોય! અને આ સંસારમાં કોણ કોનો સ્વામી ને કોણ કોની સ્ત્રી? કર્માનુસંયોગે જીવો એક બીજાની સાથે ભેગા મળ્યા છે, તે કર્મ પ્રમાણે અમુક સમય સાથે રહીને પાછા પોતપોતાને રસ્તે રવાના થાય છે. જેમ ગંગામાં તરતાં આવતાં લાકડાં કોણ જાણે કયાંથી તરતાં આવતાં હોય, ઘડીકમાં મોજાંના પ્રભાવે નાચતાં નાચતાં ભેગાં થઈને સાથે તણાયે જાય, વળી થોડીક વાર ભેગાં તણાયા પછી મોજાંના પ્રભાવે જુદાં પડી નાચતાં નાચતાં વિખૂટાં થઈ જાય, એમાં કોણ કોનો શોક કરે? એક નિશ્ચિત વિનાશી શરીરને માટે આ શી બધી હત્યાદાનની ભાંજગડમાં હું પડી છું?' એ વિચારો આવ્યા અને તેમને જીવન પર પૂર્ણ વૈરાગ્ય આવ્યો. હત્યા રહી હત્યાને ઠેકાણે ને બીજે દિવસે સવારમાં પોતે પાછાં કાશીપુરના

બગીચામાં આવી ગયાં. આવતાં વેંત જ શ્રી રામકૃષ્ણે કહ્યું: 'કાં, બનતું કરી આવ્યાં ને? મેં તો એ અગાઉથી જ જાણી મૂક્યું છે; પણ તમને ખાતરી થઈ!'

વળી બધું ઈશ્વરેચ્છાને અધીન છોડીને ડૉક્ટરોની સૂચના અનુસાર સારવારમાં મન પરોવ્યું, પણ દરદ આખરે જીવલેણ જ નીવડ્યું. આ બાજુ પરમહંસ શ્રી રામકૃષ્ણે જોયું, કે ધર્મ-સંસ્થાપન રૂપી યુગ–પ્રયોજનનું અવતારકાર્ય પોતાની પાછળ ચલાવવા માટે મહારથી નરેન્દ્રનાથ તથા તેના નેતૃત્વ નીચેના બીજા યુવક ત્યાગી ભક્તો તૈયાર થઈ ગયા છે; એટલે તેમણે ઈ. સ. ૧૮૮૬ ના ઑગસ્ટની તા. ૧૬ મીની રાતે મહાસમાધિ દ્વારા શરીરનો ત્યાગ કર્યો.

## ૯: અખંડ સૌભાગ્યવતી તપસ્વિની

'अविनाशी वा अरे अयम् आत्मा अनुच्छित्तिधर्मा–આત્મા અવિનાશી, અમર, મૃત્યુ રહિત છે'—ઉપનિષદકાર ઋષિ યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીને આપેલા ઉપદેશ દ્વારા હિંદુસમાજને આ જ્ઞાનનો ઉપદેશ આપ્યો. એ ઉપદેશના વારસદાર હિંદુસંતાનો આજે મૃત્યુના ડરથી એટલા બધા તો ભયભીત રહે છે, કે આજે એ ઉપદેશ એક મશ્કરી અથવા ઠઠ્ઠા જેવો લાગે છે! માણસના મરી ગયા પછી રડારોળ તથા સામાજિક શોકનું જે નાટક ભજવાય છે, તેમ જ સ્ત્રીઓ રોવા, કૂટવા, છાજિયાં, મરશિયા વગેરે દ્વારા શોકનું જે હાસ્યજનક પ્રદર્શન કરે છે એ જોતાં એમ જ લાગે, કે આપણે એ આર્ય ઋષિગણોનાં સંતાન જ નહિ! મનુષ્યની દૃષ્ટિ આત્મા પરથી ઊઠી જઈને દેહ પર એટલી બધી ઠરી બેઠી છે, કે આત્માના અસ્તિત્વનો જ અસ્વીકાર કરી બેઠી છે અને દેહનો નાશ થતાં આત્માનો

નાશ માનીને શેકનો દેખાવ કરે છે. શારદામણિદેવીના જીવનમાં આવી પડેલી આ પ્રકારની શોકજનક ઘટના આપણને ખૂબ જ માર્ગદર્શક થઈ પડે તેવી છે.

પરમહંસ શ્રી રામકૃષ્ણે શરીર છોડ્યું ત્યારે શારદામણિદેવીનું વય તેત્રીસ વર્ષનું હતું. પતિએ દેહત્યાગ કર્યો એટલે લોકવ્યવહારની દૃષ્ટિએ હાથની ચૂડી ભાંગવાનો પ્રસંગ શારદામણિદેવીને માથે આવ્યો; ને લોકવ્યવહારને માન આપીને હાથમાંથી સોનાનાં કડાં કાઢવા તે તૈયાર થયાં. એ જ વખતે શારદામણિ દેવી કહે છે, કે "શ્રી રામકૃષ્ણદેવ જીવંત અવસ્થામાં રોગ રહિત શરીરે જેવા દેખાતા, તેવી જ રીતે પ્રત્યક્ષ આવીને મારો હાથ પકડીને બોલ્યા: 'હું શું મરી ગયો છું, તે તમો સૌભાગ્યવતીનાં ચિહ્નો હાથમાંથી કાઢી નાખો છો?'"

આ ઘટના બન્યા પછી શારદામણિ દેવી કદી કંકણ વિનાના હાથે રહેતાં નહિ; પહેરતાં બારીક લાલ કિનારવાળી સાડી અને હાથમાં પેલાં સોનાનાં કડાં હમેશાં રહેતાં.

આત્માના અમરત્વનો અનુભવ થયા છતાં અંતરમાં લાગેલા સ્વામીવિયોગના આઘાતની અસર દેહધારી શારદામણિદેવીને ક્યારેક ક્યારેક પ્રબળ થઈ આવતી. એટલે મનને વાળવા તથા દેવદર્શનાદિ કરવા શારદામણિ દેવી શ્રી રામકૃષ્ણના કેટલાક સ્ત્રીપુરુષ ભક્તોને સાથે લઈને યાત્રાએ નીકળ્યાં. પ્રથમ વૃંદાવનમાં એક વરસ રહ્યાં. વચ્ચે હરદ્વારની યાત્રા પણ કરી આવ્યાં. વૃંદાવનમાં એક વખતે શ્રી રામકૃષ્ણની યાદ અતિપ્રબળ થઈ આવવાને લીધે શારદામણિ દેવી તથા તેમની સાથે રહેનારી જોગેન મા ખૂબ રડવા લાગ્યાં. શ્રી રામકૃષ્ણે દર્શન દઈને કહ્યું, કે 'તમે લોકો આટલું બધું રડો

છો શા માટે? હું ગયો છું તે ક્યાં? આ ઓરડામાંથી પેલા ઓરડામાં!'

વૃંદાવનમાં વરસ દિવસ ગાળીને શારદામણિ દેવી કલકત્તા થઈને પોતાને ગામ કામારપુકુર આવ્યાં. ત્યાં કેટલીક વાર ઘરમાં સાથે રહેનાર કોઈ નહોતું. ત્યાં લગભગ હમેશાં શ્રી રામકૃષ્ણનાં દર્શન તેમને થતાં. ત્યાં રહેતી વખતે શ્રી રામકૃષ્ણે તેમને કહેલું, કે 'તમે કામારપુકુરમાં રહેજો, ઘરના વાડામાં શાકભાજી વાવજો, એ શાકપાંદડું અને ભાત ખાઈને ગુજારો ચલાવજો, અને બેઠાં બેઠાં હરિસ્મરણ કરજો.' એ પ્રકારે શારદામણિદેવીની તપશ્ચર્યાનો આરંભ થયો. ત્યાં એવા કઠણ દિવસો શારદામણિદેવીએ કાઢેલા છે, કે ઘરમાં માત્ર થોડાક ચોખા જ છે—સાથે ભેળવીને ખાવા જેટલું મીઠું સુદ્ધાં ઘરમાં નથી. શ્રી રામકૃષ્ણના ભક્તો સ્વામી યોગાનંદ, શારદાનંદ, વગેરે સંન્યાસી શિષ્યો જેમણે શારદામણિદેવીના રક્ષણનો ભાર પાછળથી પોતાના માથા પર લીધેલો, એ બધા એ વખતે પરમહંસદેવના અંતર્ધાન થવાથી તીવ્ર વૈરાગ્યની પ્રેરણાથી કડક તપશ્ચર્યા કરવા સારુ તીર્થભ્રમણ કરી રહ્યા હતા. તેમને ખબરે નહોતી, કે શારદામણિદેવીને ભાતમાં ભેળવવા મીઠું ય મળતું નથી. આમ કષ્ટમય અવસ્થામાં દિવસો જવા લાગ્યા; પણ દેહનાં દુઃખોથી મન વધુ ને વધુ સાધનાપરાયણ થતું ગયું અને શારદામણિ દેવી દિવસનો મોટો ભાગ જપ–ધ્યાનાદિમાં ગાળતાં.

ત્યાર પછી ભક્તોએ જ્યારે કલકત્તાની નજીક બેલુર ગામમાં ભાડું ભરીને નીલાંબર બાબુના મકાનમાં રહેવાની વ્યવસ્થા કરી, ત્યારે એક દિવસે ધ્યાન કરતી વખતે દેદિપ્યમાન ઋષિ સમા એક પુરુષે દર્શન દઈને કહ્યું, કે 'તમે પંચતપા કરો!'

'પંચતપા શું કહેવાય ?' એની શારદામણિદેવીને ખબર નહોતી; એટલે તેમણે પોતાની સાથે રહેનાર જોગેન માને એ વિષે પૂછ્યું. તેમણે જવાબ આપ્યો, કે 'ઉનાળાના દિવસોમાં પોતાની જમણે, ડાબે, આગળ અને પાછળ એમ ચારે બાજુએ અગ્નિ સળગતો રાખીને માથે સૂર્ય તપતો હોય ત્યારે વચમાં બેસીને એકાગ્રતાપૂર્વક ભગવતચિંતવન કરવું, એનું નામ પંચતપા.' એ ઉગ્ર તપસ્યા કરવાનો શારદામણિદેવીએ નિશ્ચય કર્યો; અને એ બાઈ પણ તેમાં સાથ આપવા તૈયાર થઈ. અમુક નિશ્ચિત કરેલા સમય સુધી એ કડક તપશ્ચર્યાને પ્રભાવે શારદામણિદેવીનો દેહ સાવ રૂખો–સૂકો અને સૌંદર્યહીન થઈ ગયો, પણ આંતજ્યોતિના પ્રભાવથી મુખમંડળ એક પ્રકારના દિવ્ય ભાવથી ઝળઝળિત રહેતું.

આ મકાનમાં રહેતી વખતે એક વાર તેમને ગંભીર નિર્વિકલ્પ સમાધિઅવસ્થા પ્રાપ્ત થયેલી. એ અવસ્થામાં કેટલો ય સમય વીત્યા પછી સહેજ ભાન આવેલું, છતાં એ અવસ્થામાં પોતાના હાથ, પગ ઇત્યાદિ શરીરનાં અંગોનું જ્ઞાન બહુ જ મુશ્કેલીએ થયેલું. તે કહેતાં, કે 'એ સમયે હું લાલ મણિના રંગની જ્યોતિ, આસમાની રંગની જ્યોતિ એવી જુદી જુદી જ્યોતિ જોતી; અને મન એ જ્યોતિદર્શનમાં લીન થતું. બે ચાર દિવસ વધુ જો એ ભાવ રહ્યો હોત તો શરીર ટકત નહિ.'

વળી આ જ મકાનમાં રહેતાં ત્યારે એક દિવસ તેમણે જોયું, કે શ્રી રામકૃષ્ણ દેવ ગંગામાં ઊતર્યા. ઊતર્યા કે તરત જ તેમનો દેહ ગંગામાં ગળીને લીન થઈ ગયો ને વિવેકાનંદ સ્વામી બન્ને હાથે એ ગંગાવારિ 'જય શ્રી રામકૃષ્ણ, જય શ્રી રામકૃષ્ણ' બોલતા બોલતા ચારે બાજુએ અસંખ્ય લોકોના માથા

પર છાંટી રહ્યા છે. આ દર્શન શારદામણિદેવીના મન પર એટલી બધી અસર કરી ગયેલું, કે કેટલાક દિવસ સુધી તે ગંગાજીમાં કોઈ રીતે ઊતરી શકયાં નહિ. તે કહેતાં, કે ‘આ તો ઠાકુરનો દેહ: તેમાં હું કેમ કરીને પગ દઉં?’ પ્રતિમા-વિસર્જન પછી દેવદેવીઓના દેહ જળમાં મળી ગયા છે, એવી માન્યતાપૂર્વક જ હિંદુઓ તે શાંતિજળનો મસ્તક પર છંટકાવ કરતા આવે છે. આવી કેટલી ય કઠિન અને કડક તપશ્ચર્યાઓ શારદામણિદેવીએ કરી. એ તપશ્ચર્યાના પ્રભાવે શ્રીમતી શારદામણિ દેવી સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવે આરંભેલ લોક-કલ્યાણનો સેવાયજ્ઞ ચાલુ રાખીને ત્રિતાપતાપિત અનેક નર-નારીઓનો ઉદ્ધાર કરી તેમને શાંતિસામ્રાજ્યના અધિકારી બનાવવાને સામર્થ્યવાન થયાં.

## ૧૦: ‘મા’ શારદા

પૂર્વમાં ઊગતા પ્રભાતના બાલસૂર્યનું સૌંદર્ય તથા મધ્યાહ્‌ને ભભૂકતા ભાસ્કરના પ્રખર તેજને પી જઈને પ્રૌઢ બનેલા બપોર પછીના સૂર્યમાં, બાલસૂર્યની મૃદુતા તથા મધ્યાહ્‌નની ઉગ્રતાના વિચિત્ર મિશ્રણ જેવો કોઈ અદ્‌ભુત સૌંદર્યપૂર્ણ પ્રભાવ હોય છે. માનવજીવનમાં પણ બાળપણની ચંચળતા તથા જુવાનીનું જોશ શમી જઈને જ્યારે પ્રૌઢાવસ્થા આવે છે, ત્યારે એ જ ચંચળતા કાર્યકુશળતામાં, અને જુવાની-નો જુસ્સો અદમ્ય ઉત્સાહમાં પરિણમે છે; અને ત્યારપછી જ સુખદુ:ખથી સાવ દબાઈ ન જતાં મનુષ્ય સ્થિર ભાવે, ધીર–ગંભીર રીતે, મોટા કાર્યની જવાબદારી લેવા યોગ્ય ગણાય છે.

પરમહંસદેવના અંતર્ધાન થયા પછી સાધન, ભજન

તથા તપશ્ચર્યાપૂર્ણ જીવનનાં કેટલાંક વર્ષો વીત્યા પછી શારદા-મણિ દેવી પાસે લોકો આધ્યાત્મિક ઉન્નતિ માટે આવવા લાગ્યા. તેમનો નિવાસ એ વખતથી કાં તો જયરામવાટીમાં પોતાને પિયર અથવા તો કલકત્તામાં બાગબઝારમાં આવેલા ‘ઉદ્‌બોધન કાર્યાલય’માં રહેતો. અને આ સમયથી જ શારદામણિ દેવી સામાન્ય ગૃહિણીમાંથી વિકસીને સંસારનાં દુ:ખ–અશાંતિની આગમાં સળગી રહેલાં અસંખ્ય નરનારીની એ જ્વાળા બુઝા-વીને તેમને પોતાના શાંતિપૂર્ણ ખોળામાં લઈને અભયપદે સ્થાપનારા જગજ્જનનીપદે બિરાજમાન થયાં.

જયરામવાટીને બદલે કલકત્તામાં જે વખતે મા શારદાનો મુકામ હોય, ત્યારે લોકોને તેમની પાસે આવવું અધિક અનુ-કૂળ થતું. કલકત્તામાં તેમની પાસેથી દીક્ષા લેવા લોકો દૂર દૂર દેશાંતરથી આવતા, અને દીક્ષા લઈ પોતાની આધ્યા-ત્મિક ગડમથલમાં માર્ગદર્શક જ્યોતિ મેળવી સંતોષ પામીને પાછા જતા. કલકત્તામાં રહેનારા ભક્તોની ભીડ હમેશાં લાગી રહેતી એમાં કહેવું જ શું! એ સમયના તેમના જીવનનો કંઈક આભાસ આપીશું, તો અહીં અસ્થાને નહિ ગણાય.

સવારના ત્રણ વાગતાંમાં ‘મા’ નિદ્રામાંથી જાગી જતાં અને સૌથી પ્રથમ શ્રી રામકૃષ્ણદેવની છબીનાં દર્શન કરતાં. ઊઠતી વખતે ભગવાનનાં નામોનું ઉચ્ચારણ કરતાં. ત્યારપછી શૌચસ્નાનાદિ પ્રાત:કૃત્ય પતાવીને દેવને જગાડતાં અને પછી જપમાં બેસતાં. દક્ષિણેશ્વરમાં રહેતી વખતે ત્રણ વાગે ઊઠવાની જે ટેવ પડી ગયેલી, તે આજીવન ટકેલી. શરીર ખૂબ અસ્વસ્થ હોય તોપણ એ વખતે ઊઠીને હાથ–મોઢું ધોઈને પાછાં પથા-રીમાં પડયાં રહેતાં, પણ ઠરાવેલે સમયે ઊઠવું તો જોઈએ જ. ‘મા’ કહેતાં કે ‘રાતના ત્રણ વાગે એટલે કાન પાસે જાણે

બંસીની ફૂંક સંભળાતી.' જે સમયે જે કરવાનું નક્કી થયું, તે બાબતમાં તેમને મુદ્દલે આળસ નહોતું.

સવાર સુધી જપ-ધ્યાન કરીને ઊઠ્યા પછી દેવપૂજા માટેનાં ફૂલ વીણવાં, બીલી-તુળસી ધોવાં, તથા ફળ સુધારીને નૈવેદ્યને માટે તૈયાર કરી રાખવાં-એ બધાં કામ મા પોતે જ કરતાં ને પછી આઠ વાગ્યાને સુમારે પૂજા કરવા બેસતાં. એક કલાક પૂજા કરીને પ્રસાદ વહેંચી આપવા માટે પતરાવળીના ટુકડા કરીને તેમાં પ્રસાદ ગોઠવીને એકએક કરીને સૌને પ્રસાદ આપતાં. ત્યારપછી ભોજન થતાં સુધીના સમયમાં ખાસ અંગત અને બહુ પરિચિત ભક્તો પોતાના સાધન-ભજન સંબંધે પ્રશ્નો કરતા, અને મા સાદી વાતોમાં તેમના ઉત્તર દેતાં.

મધ્યાહ્ન-ભોજન પછી આરામ લેવા સારુ મા જરા આડે પડખે થતાં ભલે, પણ એ વખતે વળી સ્ત્રીભક્તો આવતી; કારણ કે તેમાંની ઘણીખરીને ચાર-સાડાચાર વાગતાં પાછું ઘેર પહોંચવાનું હોય, એટલે એ વખતે મા બિછાનામાં પડ્યાં પડ્યાં જ તે સૌની સાથે થોડી ઘણી વાતચીત કરતાં, અથવા ક્યારેક જરાક વારમાં જ ઊંઘી જતાં; છતાં સાડાત્રણ વાગ્યાને આશરે ઊઠીને શૌચાદિથી નિવૃત્ત થઈને પોતાનાં વસ્ત્ર ધોઈ આવતાં. પછી ચારેક વાગ્યે દેવ જગાડીને ભોગ નિવેદન કરતાં. એટલામાં ધીમે ધીમે બીજી સ્ત્રીભક્તો આવી પહોંચતી. ત્યાં મા માળા લઈને જપમાં બેસતાં, ક્વચિત્ કોઈના પ્રશ્નનો ઉત્તર દેતાં. જે પુરુષભક્તો સાંજે દર્શન કરવા આવતા, તેમને માનાં દર્શન માટે રોજ સાડાપાંચ વાગે હાક મારવામાં આવતી. એ વખતે મા ચાદર વડે માથેથી તે આખું શરીર ઢાંકીને પાટ ઉપર બેસીને પોતાના પગ નીચે ઝૂલતા રાખતાં. એક પછી એક બધા પ્રણામ કરી જતા. એ વખતે સ્ત્રીભક્તો

બીજા ઓરડામાં ચાલી જતી. પ્રણામ દરમિયાન ભક્તોએ કરેલ 'આપની પ્રકૃતિ કેમ છે?' વગેરે પ્રશ્નોના ઉત્તરમાં મા સાધારણ રીતે માથું હલાવીને અથવા ધીમે અવાજે એકાદ બે શબ્દોમાં જવાબ દેતાં. પાસે ઊભેલ વધુ પરિચિત ભક્ત એ શબ્દો જરા ઊંચે અવાજે બોલતો. કોઈને કાંઈ પૂછવાનું કરવાનું હોય તો તે સૌથી છેલ્લો પ્રણામ કરવા રહેતો, ત્યારે જો તે ભક્ત પરિચિત હોય તો મા પોતે જ ધીમેથી વાતચીત કરતાં અને જો અપરિચિત અથવા મોટી ઉંમરનો હોય, તો મા ધીમેથી જે બોલતાં તે બીજો કોઈ અંગત ભક્ત સ્પષ્ટ રીતે બોલતો.

સંધ્યાકાળ થાય એટલે મા પાછાં જપ કરવા બેસતાં, અને જપ પૂરો કરીને ભગવાનને રાત્રિ વખતનો ભોગ અર્પણ થતાં સુધી જમીન પર આરામ કરતાં. એ વખતે કોઈ બાઈ તેમને પગે વાનું તેલ અથવા આમવાતને માટે મરિચાદિ તેલ માલિસ કરી આપતી. રાતે શ્રી રામકૃષ્ણની છબીને ભોગ શયનાદિ આપતાં દસ વાગતા, અને આહાર કરીને સૂતી વેળાએ અગિયાર સાડા અગિયાર વાગી જતા.

માનો નિવાસ જ્યારે જયરામવાટીમાં હોય, ત્યારે પ્રભાતમાં વહેલાં જપધ્યાનાદિથી નિવૃત્ત થઈને સવારના સાતથી નવ વાગ્યા સુધી ઓસરીમાં બેઠાં બેઠાં એ શાકભાજી સમારતાં. એ વખતે ભક્તોને તેમની સાવ પાસે બેસીને વાતચીત કરવાનો પ્રસંગ મળતો, અને મા બેઠાં બેઠાં શાકભાજીનાં પાંદડાં વીણતાં. એ વખતે માની મૂર્તિ એટલી સ્નેહમયી દેખાતી, કે જેઓને એવી રીતે માની પાસે રહીને તેમની સાથે ગાઢ પરિચયમાં આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે, તેઓ જ તે જાણે છે. એટલા સારુ માનો મુકામ જ્યારે કલકત્તામાં હોય ત્યારે

ભક્તો મા શારદાના માતૃસ્નેહના માધુર્યની મોજ માણવા માટે વારેવારે પત્ર દ્વારા પુછાવતા, કે 'મા કયારે પાછાં દેશમાં જવાનાં છે?' જયરામવાટીમાં માની સાથે મળવા–હળવાનો અને વાર્તાલાપનો જેવો સુયોગ મળતો તેવો કલકત્તામાં કે બીજે કયાં ય મળતો નહિ. જયરામવાટીમાં રહેતાં ત્યારે પોતાના ભક્તસંતાનોની ઊતરવા–ખાવા–પીવા વગેરેની વ્યવસ્થા મા પોતે જ કરતાં. નવેક વાગ્યે ગામની બહારની આમોદર ગંગામાં નાહી આવીને મા ઠાકુરપૂજા કરતાં, અને પૂજા પૂરી થયે પ્રસાદ વહેંચતાં. સાધારણ રીતે મમરા, ગામડા ગામમાં મળતી મીઠાઈ અને શીરો કરી આપતાં. કયારેક વળી એની સાથે ગામડા ગામમાં મળતું ફળમૂળ કંઈક હોય અથવા ભક્તો લાવ્યા હોય તે હોય.

રસોઈ ઘણીવાર મા પોતે જ કરતાં. તેમની બનાવેલી રસોઈમાં વિશેષતા એ હતી, કે દાળ શાકમાં મીઠું, મરચું, મસાલો કંઈક ઓછું નાખતાં. પ્રથમ પોતાને ત્યાં આવેલાં ભક્તસંતાનોને જમાડીને પછી પોતે જમતાં. કેટલી ય વાર એવું પણ બનતું, કે કોઈ ભક્તને નજીકના ગામમાં કંઈક જરૂરી કામે મોકલ્યો છે; કારણવશાત્ સૂર્યાસ્ત થવા આવ્યો ત્યાંસુધી તે ભક્ત પાછો આવી શકયો નહિ; તેની વાટ જોઈને મા આખો દિવસ ખાધા વગર ભૂખ્યાં બેસી રહ્યાં છે! આવો સ્નેહભર્યો વર્તાવ કેટલી માતાઓ પોતાનાં સંતાન પ્રત્યે રાખતી હશે? અંતરથી મા પોતાનાં ભક્તસંતાનો પર આવો ગાઢ સ્નેહ રાખવા છતાં ય બહારથી બધી બાબતમાં ગંભીરતા, મર્યાદા અને મલાજો રાખીને વ્યવહાર રાખતાં.

મા શારદાની અદ્ભુત શક્તિ જોવામાં આવે છે. તેમની પાસે દીક્ષા લેવા આવનાર વ્યક્તિઓના વૈચિત્ર્યથી સ્ત્રીઓ,

પુરુષો અને બાળકો સુદ્ધાં, કેવળ હિંદુ જ નહિ પણ પારસી, ખ્રિસ્તી અને મુસલમાન ભક્તો સુદ્ધાં, તેમની પાસેથી દીક્ષામંત્ર લઈને ઈશ્વરપ્રાપ્તિને માર્ગે આગળ વધેલા છે. સૌથી વધુ આશ્ચર્યકારક ઘટના તો ત્યારે બનતી કે મા બંગાળી ગામડાં-ની ભાષા સિવાય બીજી ભાષા બોલી શકતાં નહિ, જ્યારે દીક્ષા લેવા આવનાર વ્યક્તિ બંગાળી ભાષાથી સાવ અજાણ, કાં તો પારસી કાં તો મદ્રાસી ! છતાં નવાઈની વાત કે મા દીક્ષા લેનારના કહેવાનો ભાવાર્થ બરાબર સમજી જતાં, અને પોતે બંગાળીમાં બોલવા છતાં દીક્ષા લેનાર માના બોલવાનો અર્થ બરાબર સમજી જતો ! ખુલાસો ખુલ્લો જ છે, કે દીક્ષા લેવા આવનાર વ્યક્તિની માનસિક-આધ્યાત્મિક અવસ્થા માના સામે કાચના કબાટની અંદરની વસ્તુ જેવી હતી. મા પોતે જ કહેતાં, કે 'કોણ સારા, કોણ ખરાબ એ બધું હું જાણું.' એટલે પછી આવનારું ગમે તે ઉંમરનું, ગમે તે ધર્મનું કે ગમે તે ભાષા બોલનારું હોય, પણ તેની આંતરિક અવસ્થાને અનુકૂળ જ ઉપદેશ મળતો અને આગંતુક સરળતાથી બતાવેલે માર્ગે સાધના કરીને ઈશ્વરાભિમુખ થતો. માની આ અદ્ભુત શક્તિનો પરિચય લેનાર અનેક ભક્ત-શિષ્યો હજી જીવે છે.

કેટલીક વાર સાત્ત્વિક અંતરવાળી વ્યક્તિને જોઈને મા પોતે પોતાની મેળે જ તેને મંત્રદીક્ષા આપતાં—એ વ્યક્તિએ ભલેને ન માગી હોય છતાં, જ્યારે કેટલીક વાર બહુ બહુ પ્રાર્થનાને અંતે નછૂટકે માએ દીક્ષાદાન કર્યું છે અને છેવટે બોલ્યાં પણ છે, કે 'જોજે, જપધ્યાનાદિ સાધન-ભજન કરજે; મને દુભાડતાં નહિ !'

પરંતુ એક બાબત ખાસ ધ્યાન ખેંચે તેવી છે, કે જગત

જેને 'દુરાચારી', 'પાપી' કહીને જેના તરફ ઘૃણાથી નાકનું ટીચકું ચઢાવે છે, એવા માણસોને પણ તેમનાં પાપ માફ કરીને હસતે મુખડે પોતાના ખોળામાં લઈને તેમને દીક્ષા આપીને કૃતાર્થ કર્યાં છે. સંસારના રગડામાં રહેતાં પોતાની આધ્યાત્મિક પ્રગતિની કંગાલિયતથી દીન બનીને ઢીલા અને ઉત્સાહહીન થતા ભક્તોને વગર માગ્યે માનું અભયદાન મળતું, કે 'ભય શાનો ? હમેશાં યાદ રાખજો, કે તમારી પાછળ એક મહાન શક્તિ રહેલી છે !'

આવી રીતે આ મહાશક્તિનો શક્તિસંચાર પૂરાં પચીસ વર્ષ સુધી ચાલુ રહ્યો. અનેકના આધ્યાત્મિક માર્ગ મોકળા થયા, અનેક મુક્ત થયા, અનેકને સંસારમાં ચિર શાંતિ સાંપડી; પરંતુ એકની જરૂરિયાત પૂરવા બીજો જન્મે છે, એ આ જરૂરિયાતમાંથી જન્મેલા જગતનો નિયમ છે; પરસ્પર આપ-લે એ આ વિશ્વબ્રહ્માંડનો કાયદો છે; આધ્યાત્મિક રાજ્ય પણ તેમાંથી બાદ નથી. ગુરુની આધ્યાત્મિક શક્તિનો શિષ્યમાં સંચાર થાય અને બદલામાં શિષ્યનાં પાપો ગુરુમાં જાય એ આધ્યાત્મિક રાજ્યનો અચળ નિયમ—તેમાં ય મા શારદામણિદેવીએ તો ખોળા પાથરી પાથરીને શિષ્યોનાં પાપ લીધેલાં ! પરિણામ પણ પ્રત્યક્ષ અનુભવમાં આવતું ગયું, કે મા શારદા શિષ્યોનાં પાપનો ભોગ રોગોરૂપે પોતાના શરીર પર સહન કર્યે જ ગયાં. એક પછી એક મંદવાડ શરીરને ઘસતા ગયા, અને લોકોને ઈશ્વરને માર્ગે વાળવાના કલ્યાણ યજ્ઞમાં હોમતાં હોમતાં જ્યારે શરીરમાં બીજું કશું બાકી રહ્યું નહિ, ત્યારે મા શારદામણિ દેવી ૬૭ વર્ષની વયે ઈ. સ. ૧૯૨૦ માં શ્રાવણ મહિનામાં ચોથે દિવસે મહાસમાધિ દ્વારા ભગવાન શ્રી રામકૃષ્ણ સાથે સંમિલિત થયાં. અંતિમ સમયે પોતે જે આદર્શનું જીવનભર પાલન કર્યું, તે જ

આદર્શનો ઉપદેશ આપતાં બોલ્યાં, કે 'જો શાંતિ ઇચ્છતા હો, તો કોઈના દોષ દેખશો નહિ, દોષ દેખજો પોતાના. જગતને પોતાનું કરી લેતાં શીખો; કોઈ પારકું નથી, જગત છે તમારું.'

## ૧૧ : માનાં વચનો

### સંસાર

સંસાર અનિત્ય. સંસારમાં જેટલું લિપ્ત ન થવાય તેટલું સારું. દેહ ધારણ કરીએ એટલે જ આપદા. સંસાર એટલે કામ–કાંચન જ !

*

સંસારમાં તે શું સુખ છે? ઘડીકમાં છે ને ઘડીકમાં નથી. સંસાર વિષનું ઝાડ ! વિષ ચડી જતાં વાર ન લાગે. જેઓ સંસારમાં પડી ચૂકયા છે, તેઓ શું કરે? સમજે તોય કંઈ કરી શકે નહિ.

*

નિવૃત્તિમાર્ગ તરફ જેમની જરા સરખી પણ ઇચ્છા જાગી છે, તેમણે વિવાહ ન કરવો એ જ સારું. જો કે અવિવાહિત જીવનમાં વિપત્તિનો સંભવ છે, છતાં ય જેની વિવાહ કરવાની ઇચ્છા નથી, તેને વિવાહ કરીને કાયમના ભોગમાં બાંધવો કોઈ રીતે વ્યાજબી નથી.

*

ભગવાનને યાદ કરે કે ન કરે, જે વિવાહ ન કરે તે અર્ધમુક્ત. અવિવાહિતને જે વખતે ભગવાનમાં જરાક મતિ થશે, તે વખતે જોસભેર આગળ વધી શકશે; કારણ કે પાછળ બંધન નહિ. અને જેમનાં મહાપાપ હોય, તેઓ જ વિવાહ

કરીને સંસાર કરે. એવાનું ભગવાનમાં મન લાગે તો ય કોઈ રીતે ઊઠી શકે નહિ; હાથ પગ બધા બાંધેલા !

*

સંસાર મોટું કાદવનું કળણ ! કળણમાં પડીએ, તો નીકળવું કઠણ ! બ્રહ્મા, વિષ્ણુ, શિવ જેવા ગોથું ખાઈ ગયા છે, તો માણસનું તે શું ગજું ?

*

## સંન્યાસ

ધ્યાન રાખજો, કે ભગવાં પહેરવાં એ સહેલી વાત નથી. ભગવાં પહેરવાં એ શું જેવા તેવાનું કામ છે ?

*

સંન્યાસી એટલે સફેદ કપડું ! શાહીનો એક છાંટો પડી જાય, તો સહુની નજરે ચડે. સાધુએ તો કેટલો ત્યાગ કરીને ચાલવું જોઈએ ! એટલા માટે શ્રી રામકૃષ્ણ કહેતા: 'સાધુ, સાવધાન !'

*

દીક્ષા લીધા વિના–કશો આત્મવસ્તુલાભ થયા વિના ભગવાં રંગીને હાથમાં રુદ્રાક્ષની માળા પહેર્યેથી વેષ ધારણ કર્યો છે, એ સારું નથી કર્યું. આ વેષ છે મોટો, પ્રથમ વસ્તુલાભ થાય ! સહુ પગે માથું મૂકે, તે ગ્રહણ કરવાની શક્તિ મેળવી હોવી જોઈએ.

*

સાધુ સંન્યાસી કોઈના વિવાહમાં શા માટે જાય ?

*

'સાધુ, સાવધાન !' સાધુએ હમેશા સાવધાન રહેવું જોઈએ. સાધુનો માર્ગ બહુ જ લપસણો. લપસણા રસ્તા પર ચાલતી વખતે દરેક પગલે પગ દબાવીને ચાલવું પડે. સંન્યાસી થવું એ કાંઈ રમત વાત છે ? સાધુએ સ્ત્રી સામે

જોવું પણ નહિ. સાધુ ચાલતી વખતે પગના અંગૂઠા પર નજર રાખીને ચાલે.

*

સાધુમાં રાગદ્વેષ ન જોઈએ; બધું સહન કરવું જોઈએ.

*

અરે, મન સ્થિર ન હોય તોય બેઠાં બેઠાં પ્રભુનાં નામનો લાખો વાર જપ કરી શકાય. ભગવાનને માટે સર્વસ્વ ત્યાગ કોણ કરી શકે છે? એ જો કોઈ કરી શકે, તો તેને માટે વિધિના લેખ ફરી જાય—વિધિને પોતાના લખ્યા લેખ પોતાને ફેરવવા પડે.

*

મન બરાબર પરિપકવ થયા વિના નાની ઉંમરમાં સંન્યાસ લેવાય તો મનમાં સંન્યાસનું ખોટું અભિમાન આવે: 'હું-મને પ્રણામ કર્યા નહિ, પૂજા કરી નહિ!' વગેરે. એના કરતાં ધોળાં વસ્ત્રમાં રહેવું સારું. અંતરમાં ત્યાગ! વૃદ્ધ અવસ્થામાં સંન્યાસ ધારણ કરવો, કે જ્યારે ઇંદ્રિયોના વેગ ઓછા થયા હોય. શરીરનું અભિમાન, ગુણનું અભિમાન, વિદ્યાનું અભિમાન, સાધુપણાનું અભિમાન, એ તે કંઈ સહેલથી જાય?

*

સાધુ બધી માયા તોડે. સોનાની સાંકળ પણ બંધન ને લોઢાની સાંકળ પણ બંધન. સાધુએ માયામાં બંધાવું નહિ.

*

સાધુવાક્ય! સાધુ જપતપ કરે ખરો ને? એટલે ફળ્યા વિના રહે નહિ, માટે સાધુઓએ કોઈને કાંઈ કઠોર વચન ન કહેવું.

*

સ્ત્રી જો સંન્યાસી થાય, તો તે સ્ત્રી નહિ—એ તો પુરુષ!

*

જેને ભવપાર જવાનો સમય થાય, તે તો સંસારનું દોરડું તોડીને આવે. તેને બાંધીને કોઈ રાખી શકે નહિ.

*

માંદો પડે તો ય ગૃહસ્થને ઘેર સંન્યાસી શા માટે રહે? મઠ છે—આશ્રમ છે, ત્યાં રહે. સંન્યાસી ત્યાગનો આદર્શ! લાકડાની પૂતળી પણ જો રસ્તામાં ઊંધી પડી હોય, તો પગથી તેને ય સવળી કરી જોવી નહિ.

*

સંન્યાસીની પાસે પૈસો રહેવો એ ખૂબ જ ખરાબ. જર ચહાય સો કર: મોજશોખ કરતાં શીખવે. રૂપિયો ન કરી શકે એવી એકે વસ્તુ નથી—પ્રાણઘાત સુદ્ધાં!

*

## કર્મયોગ

હમેશાં કામ કર્યાં કરવું જોઈએ. ઘડી ભર પણ કામ વિનાના બેસી રહેવું એ ઠીક નહિ. કામ કરવાથી શરીર મન સારાં રહે; કામ કરતાં કરતાં કર્મનાં બંધન કપાય, ને પછી નિષ્કામ ભાવ આવે.

*

નકામાં બેસી રહેવું નહિ. નવરાં બેઠાં અનેક પ્રકારના ખોટા વિચાર આવે.

*

તમે જે કાંઈ સત્કાર્ય કરો, તેથી તમારાં પાપ કપાય. ધ્યાન, જપ, ઇશ્વરચિંતવનથી પાપ કપાય.

*

કામ કર્યા વિના મન સારું રહે? ચોવીસ કલાક કાંઈ જપ ધ્યાન કરી શકાય? એટલે કંઈક પણ સત્કાર્ય કર્યાં કરવું જોઈએ, જેથી મન સારું રહે.

*

કર્મથી જ સુખદુઃખ મળે. કર્મફળ તો ભોગવવાં જ પડે, પણ ઈશ્વરનું નામ લેવાથી શૂળીનો ઘા સોયથી સરે; જપતપ કરવાથી કર્મો ઘણાં કપાઈ જાય.

*

સૃષ્ટિ જ સુખદુઃખમય. દુઃખ ન હોય તો સુખ શું સમજાય? સૌનું એકી સાથે સુખી થવું સંભવે નહિ, તેમ જ કાયમને માટે કોઈ દુઃખી રહેશે નહિ. કોઈના બધા જન્મો દુઃખમાં જવાના નથી. જેવાં કર્મ તેવાં ફળ; તેવો જ યોગાયોગ થાય.

*

### જ્ઞાન

સ્વામી કહો, પુત્ર કહો, દેહ કહો, એ બધું માયા. એ બધાં માયાનાં બંધન કાપી ન શકાય, ત્યાંસુધી સંસારસાગર પાર ઉતરાય નહિ. દેહમાં માયા એ દેહાત્મબુદ્ધિ. છેવટે એ પણ કાઢવી જોઈએ. શાનો દેહ? છેવટે દોઢ શેર રાખ વિના તો બીજું નહિ ને? તેનો વળી ગર્વ શેનો? ગમે તેટલો મોટો દેહ હોય ને! બળી રહ્યે આ દોઢ શેર રાખ; એના પર વળી આદર!

*

હરણની નાભિમાં કસ્તૂરી હોય છે. તેની વાસથી હરણ ચારે કોર દોડ્યા કરે; જાણે નહિ કે ક્યાંથી વાસ આવી રહી છે! તેમ ભગવાન આ મનુષ્યદેહની અંદર જ રહેલ છે; મનુષ્ય તેને જાણી ન શકવાથી ભટકી મરે છે. ભગવાન જ સત્ય, બીજું બધું ય ખોટું!

*

પરમાત્મા પોતે જ જીવ, જંતુ, પ્રાણી એ બધું થયેલ છે ખરા, પણ સંસ્કાર અને કર્મ અનુસાર સહુ પોતપોતાનાં

કર્મફળ ભોગવે. સૂર્ય એક જ, પણ સ્થાન અને વસ્તુના ભેદને અંગે તેનો પ્રકાશ ભિન્ન ભિન્ન પ્રકારનો !

*

ભગવાન–લાભ થાય એટલે બીજું શું થાય ? શું કાંઈ બે શીંગડાં ઊગે ? સત્–અસત્‌નો વિવેક આવે, જ્ઞાન–ચૈતન્ય આવે, જન્મ–મૃત્યુ તરી જવાય !

*

વાસના રહે ત્યાંસુધી જીવનું સંસારમાં આગમન અટકે નહિ. વાસનાને અંગે જ એક દેહમાંથી દેહાંતર થાય. અરે, જરાક પેંડો ખાવાની ઇચ્છા રહી જાય તોપણ પુનર્જન્મ થાય. વાસના છે સૂક્ષ્મ બીજ. જેમ રાઈના દાણાથી પણ ઝીણા વડના બીજમાંથી વિશાળ વડવૃક્ષ થાય, તેમ વાસના હોય ત્યાંસુધી પુનર્જન્મ થાય જ. જાણે કે એક ખોળિયામાંથી ઉઠાવીને બીજા એક ખોળિયામાં બેસાડી દે. સંપૂર્ણ વાસના-શૂન્ય તો થઈ શકે એકાદ બે ! यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः। પણ વાસનાથી દેહાંતર થયા છતાં ય પૂર્વજન્મનાં સુકૃત હોય, તો જ્ઞાન–ચૈતન્યનો સાવ લોપ થાય નહિ.

*

માયાના રાજ્યમાં સર્વજ્ઞ થવું એક માત્ર ઈશ્વરને જ સંભવે.

*

જ્યાંસુધી ‘હું’પણું રહેલ છે ત્યાંસુધી વાસના તો રહેવાની જ; પણ ભોગોન્મુખ અને ક્ષયોન્મુખ બે પ્રકારની વાસના બહારથી સમાન દેખાવા છતાં કાર્યમાં સમાન નથી.

*

આ માણસ ! ઘડીકમાં છે ને ઘડીકમાં નથી. મૂઆ પછી કંઈ સાથે જવાનું નથી. એક માત્ર ધર્મ–અધર્મ સાથે આવવાનાં. પાપ–પુણ્ય મૂઆ પછી પણ સાથે આવે.

*

શરીર ધારણ કર્યામાં જરા ય સુખ નથી. દુ:ખપૂર્ણ જ આ જગત; સુખ કેવળ એક નામમાત્ર. શ્રી રામકૃષ્ણની કૃપા જેના ઉપર થઈ છે, તે જ કેવળ તેમને ભગવાન તરીકે જાણી શક્યું છે; ને એટલું તેને સુખ સમજવું.

*

જેમ ફૂલને હલાવો ચલાવો તો સુવાસ આવે, ચંદન ઘસતાં ઘસતાં સુગંધ નીકળે, તેમ ભગવત્તત્ત્વનો વિચાર કરતાં કરતાં તત્ત્વજ્ઞાનનો ઉદય થાય. જો વાસના રહિત થઈ શકો, તો આ ક્ષણે જ તત્ત્વજ્ઞાન થાય.

*

## ભક્તિ–પૂજા

પ્રશ્ન–સ્ત્રીઓની અશુચિ અવસ્થામાં દેવપૂજા કરાય કે?

મા–હા; કરાય, જો દેવ પર એટલો પ્રબળ પ્રેમ હોય તો. જો પૂજા ન કરવા માટે તમારા મનમાં ખૂબ દુ:ખ થાય, તો કરવી; તેમાં દોષ નહિ; પણ જો મનમાં જરા ય શંકા ઊઠે, તો કરવી નહિ.

*

પૂજા–સેવા નવા ભક્તોને કરવા આપવી જાઈએ; કારણ કે તેમનો નવો અનુરાગ હોય એટલે સેવા સારી થાય. ભગવાનને ચડાવવાના ચંદનમાં કણી કણી ન રહેવી જોઈએ; ફૂલ, બીલીનાં પાન કીડાનાં ખાધેલાં ન હોવાં જોઈએ; પૂજા અથવા પૂજાને લગતું કામ કરતી વખતે એ હાથ પોતાના કોઈ અંગને, વાળને અથવા પહેરેલ કપડાંને ન અડવો જોઈએ. ભોગ-નૈવેદ્ય વગેરે બરાબર નિયમિત કરેલે સમયે ધરાવવાં જોઇએ.

*

પ્રસાદ અને હરિમાં કશો ભેદ નથી. મનમાં એવો દઢ વિશ્વાસ રાખો.

*

દેવીપૂજામાં ધોળાં ફૂલની જરૂર નહિ; લાલ ફૂલ વાપરવાં સારાં. ધંતૂરાનાં ફૂલ શિવપૂજનમાં વપરાય. આકડાનાં ફૂલ પણ ચડાવાય.

*

દેવને નૈવેદ્ય ધરાવતી વખતે પ્રભુને પોતાના જાણીને કહેવું: 'આવો, બેસો; લો, ખાઓ!' અને પછી મનમાં ધારવું, કે પ્રભુ આવ્યા છે, બેઠા છે ને જમે છે.

*

ભગવાનના દર્શને જવું, તો પગે ચાલીને જવું.

*

અહેતુકી ભક્તિ ઈશ્વરકોટિને થાય—જીવકોટિને થાય નહિ; કારણ કે ઈશ્વરકોટિ પૂર્ણકામ હોય એટલે અહેતુક હોય. કામના હોય ત્યાંસુધી અહેતુકી ભક્તિ થાય નહિ.

*

શ્રી રામકૃષ્ણની એક છબી તમારી પાસે રાખો; અને જાણજો, કે ખરેખર ઠાકુર શ્રી રામકૃષ્ણ તમારી પાસે રહ્યા છે. તેમની પાસે રડી રડીને તમારા મનનું દુ:ખ જણાવજો, આતુર થઈને રુદન કરતાં કહેજો, કે 'ઠાકુર, મને તમારી પાસે લો, મને શાંતિ આપો'. એ પ્રમાણે કરતાં તમારા અંતરમાં શાંતિ એની મેળે આવવા લાગશે.

*

જે આતુર થઈને પ્રભુને સંભારશે, તેને તેનું દર્શન થશે.

*

## ગુરુ

જેની પાસેથી સાધનપ્રણાલિ મળી છે, તેને જ પકડી રાખો. સમય આવ્યે ઈશ્વરલાભ થશે.

*

ગુરુનિંદા કરાય નહિ, પણ ઉચિત વાત ગુરુને પણ

કહેવાય; તેમાં પાપ ન લાગે; છતાંય ગુરુભક્તિ જોઈએ જ. ગુરુ ગમે તેવા હોય, પણ તેમના પ્રત્યે ભક્તિથી જ મુક્તિ !

*

જગતમાં બીજા બધા વિષયો શીખવા માટે તમે ગુરુ (શિક્ષક) કરી શકો, પણ દીક્ષાગુરુ બીજો કરાય નહિ.

*

મંત્ર દેવો એ શું સાધારણ વાત છે? કેટલો બોજો માથે ઉઠાવવો પડે? શિષ્યનાં પાપ ગુરુને ભોગવવાં પડે !

*

માનવગુરુ મંત્ર દે કાનમાં, જગદ્‌ગુરુ મંત્ર દે પ્રાણમાં !

*

એક જ ગુરુ કેટલાય શિષ્યોને મંત્ર આપે છે, પણ સહુ કાંઈ એકસરખા નીવડે? જેનો જેવો આંતર-વિકાસ, તેને તેવી શ્રદ્ધા બેસે.

*

મંત્ર દ્વારા શક્તિ જાય. ગુરુની શક્તિ શિષ્યમાં જાય, શિષ્યનાં પાપ ગુરુમાં આવે. એટલા સારુ જ મંત્ર આપીને પાપ લેવાથી શુદ્ધાત્મા ગુરુઓના શરીરમાં આટલા રોગ થાય. ગુરુ થવું બહુ કઠણ. શિષ્યનાં પાપ લેવાં પડે. શિષ્ય પાપ કરે તે ગુરુને લાગે. સારો શિષ્ય હોય તો ગુરુને પણ ફાયદો.

*

## પ્રાર્થના

હમેશાં પ્રભુનું સ્મરણ મનન કરીને પ્રાર્થના કરવી, કે 'હે પ્રભો ! સદ્‌બુદ્ધિ આપોઃ મારી દોષદૃષ્ટિ મટાડી દો; હું ક્યારે ય કોઈનો પણ દોષ ન દેખું.'

*

રાત્રે જ્યારે ચંદ્રમા ઊગતો ત્યારે ગંગાનાં સ્થિર જળમાં

ચંદ્રને જોઈને ભગવાનની પાસે રોઈ રોઈને હું પ્રાર્થના કરતી, કે 'ઠાકુર, ચંદ્રમામાં પણ કલંક છે, પણ મારા મનમાં જરા ય કાળાશ ન રહે'.

*

શ્રી રામકૃષ્ણ પાસે મનની વાત ખોલીને પ્રાર્થના કરજો; મનનું દુઃખ રડીને જણાવજો; તમે જોશો, કે તમારી ઇચ્છા પૂર્ણ થશે !

*

## સાધના

સંધ્યા થાય એટલે સૌએ કામ પડતાં મૂકીને ભગવત્-ચિંતવન કરવું.

*

ભગવાનલાભને માટે તપસ્યા કરવી જરૂરની છે.

*

શરૂઆતમાં મન એકાગ્ર ન થાય, તેથી જપ કરવા બેસવાનું છોડવું નહિ. પ્રથમ પ્રથમ ભલે એકાગ્ર ન થાય, તોપણ થશે એ નક્કી.

*

કેટલા સદ્‌ભાગ્યે આ મનુષ્ય-જન્મ મળ્યો છે ? ખૂબ ખૂબ ભગવાનનું સ્મરણ કર્યે જાઓ. મહેનત કરવી જોઈએ. મહેનત વિના કંઈ થાય ? સંસાર-વહેવારના કામકાજમાંથી પણ અમુક સમય જુદો કાઢી લેવો જોઈએ.

*

ચાંદની રાતે ચંદ્રમા સામે જોઈને હું હાથ જોડીને બોલતી, કે 'તમારી આ જ્યોત્સ્ના જેવું નિર્મલ મારું અંતર કરી દો.' જપ-ધ્યાન કરતાં કરતાં દેખાશે, કે ઠાકુર (શ્રી રામ-કૃષ્ણ) વાત કરે છે; મનમાં જે ઇચ્છા હશે તે પૂર્ણ કરી

હશે. કેવી શાંતિ અંતરમાં આવશે? સાધના કરતાં કરતાં જોશો, કે મારી અંદર જે પ્રભુ, તમારી અંદર પણ તે જ, કોળી, વાઘરી, ચંડાળ આદિ સર્વની અંદર પણ તે જ, ત્યારે ખરો દીનભાવ આવશે.

*

રાતના ત્રણ વાગ્યે ઊઠીને જપ કરી જુઓ ને! જોઉં, કેમ મનમાં શાંતિ ન આવે? એ કાંઈ કરવું નહિ ને પછી કહેવું કેવળ અશાંતિ, અશાંતિ!

*

મસ્ત હાથી જેવું મન, હવાની સાથે સાથે દોડે; એટલે સત્–અસત્ વિચાર કરીને બધું જોવું જોઈએ, અને ખૂબ પ્રયાસ કરવો જોઈએ–ભગવત્પ્રાપ્તિ સારુ.

*

સાધના, ધ્યાન, જપ વગેરેની ચર્ચા–સમાલોચના વગેરે કરવું એ સારું. પરસ્પર સાંભળીને એમાં મન જાય.

*

શ્રાદ્ધનું અન્ન ખાવું નહિ. એથી ભક્તિની હાનિ થાય.

*

માણસની તે વળી કેટલી બુદ્ધિ? ઇંદ્રાસન માગતાં નિદ્રાસન માગી બેસે! માટે પ્રભુના શરણાગત થઈને રહેવું. પ્રભુ પોતે જ જ્યારે જે વસ્તુની જરૂર હોય ત્યારે તે આપે. સાંસારિક વસ્તુઓની ઇચ્છા રાખવી નહિ, પણ ભક્તિ અને નિર્વાસનાની ઇચ્છા રાખવી. એ ઇચ્છા ઇચ્છામાં ગણાય નહિ.

*

ભગવાનલાભની ઇચ્છા હોય, તો વિવાહ કરીને બંધાઈ પડશો નહિ. વિવાહ કરવો એ મહા–જંજાળ!

*

સારી સોબતમાં, સતસંગમાં રહેજો. સારા થવાનો પ્રયાસ કરજો. ધીમે ધીમે બધું થઈ જશે.

*

પોતાનો ઇષ્ટમંત્ર કોઈની પાસે બોલવો નહિ; પણ તમારા ગુરુભાઈની પાસે કદાચ બોલવો પડે તો તેમાં વાંધો નહિ.

*

એક માત્ર ભગવાન રક્ષણકર્તા—એ હમેશાં યાદ રાખજો. એ ભૂલ્યા તો બધું ભૂલ્યા.

*

હમેશાં મનમાં વિચારજો, કે 'હું કોનું સંતાન? કોનો આશ્રિત?' જ્યારે જ્યારે મનમાં કોઈ કુભાવ આવે ત્યારે મનને કહેજો, કે 'હું પ્રભુનું સંતાન થઈને આવું કામ કરું?' તમે જોશો, કે મનમાં બળ આવશે, શાંતિ મળશે.

*

હમેશાં ઘડિયાળના કાંટાની માફક ઇષ્ટમંત્રનો જપ કરવો.

*

મન સ્થિર કરીને એક વાર ખરા અંતઃકરણપૂર્વક પ્રભુને યાદ કરો, તો લાખો જપનું કામ થઈ જાય.

*

પ્રભુ જેટલું દુઃખ આપે, તેટલું બધું છાતી પર લેવું પડે. ભગવાન જેમ કરે તેમ જ થાય.

*

'પ્રભુ બધું કરાવે છે' એ ખરું, પણ એ જ્ઞાન (સમજ) કાયમ રહે તો કામ આવે ને? માણસ અહંકારમાં મસ્ત બનીને મનમાં માને, કે 'હું જ બધું કરી રહ્યો છું', ઈશ્વર ઉપર ભરોંસો મૂકે નહિ. ઈશ્વર ઉપર ભરોંસો રાખે, તેને ઈશ્વર સઘળી આપત્તિમાંથી ઉગારે.

*

ધ્યાન, જપ કરો; ધ્યાન કરતાં કરતાં મન એવું સ્થિર થઈ જશે, કે ધ્યાન છોડવાની ઇચ્છા થશે નહિ. જે દિવસે ધ્યાન ન થાય, તે દિવસે પરાણે ધ્યાન કરવાની જરૂર નહિ–તે દિવસે પ્રણામ કરીને ઊઠવું. જે દિવસે થશે, તે દિવસે એની મેળે થશે.

*

પૈસા, ટકા, સ્ત્રી, પુત્ર વગેરે વિષયોમાં મન ખેંચાય એ ખરાબ. ધ્યાન થાય તો સારું; ન થાય તો જપ કરવો.

जपात् सिद्धिः। જપ કરતાં સિદ્ધિલાભ થાય.

*

એકાંતમાં સાધના કરવાની ઘણી જ જરૂર છે. જ્યારે મનમાં કોઈ બાબતને જાણવાની ઇચ્છા થાય, ત્યારે એકલા પ્રભુ પાસે આતુરતાપૂર્વક પ્રાર્થના કરજો. પ્રભુ મનનો બધો મેલ ધોઈને દુઃખ દૂર કરશે ને સમજ પાડી દેશે.

*

સાધના એટલે પ્રભુના ચરણમાં હમેશાં મન રાખીને તેમના ચિંતવનમાં મનને ડુબાડી રાખવું.

*

મંત્ર દ્વારા દેહશુદ્ધિ થાય. ભગવાનનો મંત્ર જપ કરે તો માણસ પવિત્ર થાય.

*

પ્રશ્ન—અનુરાગ ન હોય તો કેવળ નામ–જપ કર્યે શું વળે?

'મા'—પાણીમાં ઇચ્છાપૂર્વક પડો કે પછી કોઈ ધક્કો મારીને ફેંકી દે, પણ લૂગડાં ભિંજાય જ; માટે હમેશાં ધ્યાન કરવું. કાચું મન પણ ધ્યાન કરતાં કરતાં સ્થિર થઈ જાય. હમેશાં વિચાર કરવો; ને જે વસ્તુમાં મન દોડે, તે અનિત્ય સમજીને ભગવાનમાં મન પરોવવું.

*

સંખ્યાની ગણતરી રાખીને જપ કરીએ, તો સંખ્યા તરફ જ લક્ષ રહે; માટે જપ એમ ને એમ જ કરવા. મન ન બેસે તોપણ જપ કરવાનું મૂકવું નહિ. તમે તમારું કામ કર્યે જાઓ. નામ-જપ કરતાં કરતાં મન એની મેળે સ્થિર થાય-વાયુહીન સ્થાનમાં દીવાની જ્યોતિની જેમ. જેમ પવન હોય તો દીવાની જ્યોતિ સ્થિર રહે નહિ, તેમ મનમાં પણ કલ્પના-વાસના હોય, ત્યાંસુધી મન સ્થિર થાય નહિ.

*

જપ-તપ દ્વારા કર્મપાશ કપાઈ જાય, પણ ભગવાન પ્રેમભક્તિ વિના પ્રાપ્ત કરી શકાય નહિ. જપ-તપ, એ બધાં શું ? એમના દ્વારા ઇંદ્રિયોનું જોર ઓછું થઈ જાય.

*

એકલાં રહેવું એ ઉચ્ચ મન હોય તો સંભવે; નહિતર જેનું મન મેલું હોય, તેની એકલાં રહેવાથી ઊલટી વધુ અધોગતિ થાય!

*

માણસ પોતે પોતાના મનમાં જાણી શકે, કે પોતે કેટલો આગળ વધ્યો છે, કેટલું જ્ઞાન-ચૈતન્ય થયું છે; તે પોતાની અંદર સમજી શકે, કે કેટલી હદે તેને ઈશ્વરલાભ થયો છે.

*

મનને લઈને જ બધું; મનથી જ શુદ્ધ, મનથી જ અશુદ્ધ. માણસ પોતાના મનને પ્રથમ દોષિત કરી ચૂકે, પછી બીજાના દોષ દેખે. બીજાના દોષ દેખવાથી બીજાને શું ? પોતાને જ નુકસાન. જેનું મન શુદ્ધ, એ બધું શુદ્ધ જ દેખે. ધારો કે ઘરમાં ચોર ઘૂસીને કંઈક ચોરી ગયો છે; તમને તરત મનમાં થશે કે ચોર! ચોર! પણ બાળકના મનમાં ચોરબુદ્ધિ જ નથી, એટલે તેને ચોર જેવું કાંઈ દેખાયું નહિ. પૂર્વજન્મમાં અનેક સાધન-તપસ્યા કરેલી હોય, તો આ જન્મમાં મન શુદ્ધ થાય.

આદ્ય શ્રાદ્ધનું અન્ન ખાવું નહિ; એથી ભક્તિની બહુ હાનિ થાય. ન ચાલે તેવું હોય તો બીજાં શ્રાદ્ધનું અન્ન ખાવું, પણ પ્રથમ શ્રાદ્ધનું તો નહિ જ. અને જે કાંઈ ખાઓ, તે ભગવાનને અર્પણ કરીને ખાવું; ધર્યા વિનાનું અન્ન ન ખાવું. જેવું અન્ન ખાઓ તેવું લોહી બને. શુદ્ધ અન્ન ખાઓ તો શુદ્ધ રક્ત થાય, શુદ્ધ મન થાય, બળ આવે. શુદ્ધ મનમાં શુદ્ધ ભક્તિ આવે, પ્રભુ પ્રત્યે પ્રેમ આવે; માટે શ્રાદ્ધમાં જઈને કામકાજ બધું કરવું, ખૂબ કરવું કે જેથી કોઈને એમ ન થાય કે કામમાં આળસ કરે છે; પણ તે દિવસનું એ ખાવાનું કોઈ પણ રીતે ટાળવાનો પ્રયાસ કરવો.

*

ભગવાન ઉપર ભરોંસો રાખી–શ્રદ્ધાપૂર્વક પડયા રહો, એ પણ એક સાધના !

*

તમે જો ઈશ્વરને ન સ્મરો, તો તેમાં તેને શું ? એ તમારું જ દુર્ભાગ્ય !

*

જો મન શુદ્ધ હોય, તો ધ્યાન–ધારણા કેમ થાય નહિ ? એની મેળે અંદરથી ગરગર કરતું નામસ્મરણ ચાલવા માંડે, પ્રયાસ કરીને નહિ.

*

જપ–ધ્યાન નક્કી કરેલે સમયે આળસ છોડીને કરવાં; એ બધી બાબતોમાં જોર કરીને પણ ટેવ પાડવી.

*

સાધન કહો, ભજન કહો, તીર્થદર્શન કહો, કે પૈસા કમાવાનું કહો–એ બધું પ્રથમ વયમાં કરી લેવું. વૃદ્ધાવસ્થામાં

કફ-લીંટથી ભરપૂર શરીરમાં તાકાત નહિ, મનમાં જોર નહિ:
એ વખતે કાંઈ કામ થાય ?

*

જપસંખ્યા, ગણતરી એ બધું કેવળ મનને ખેંચીને લગાડવાને માટે છે. મન આમ તેમ ભટકવા માગે, તોપણ એ બધાં દ્વારા આ તરફ ખેંચાય.

*

કામકાજ કરવું ખરું: કામકાજ કર્યે મન સારું રહે; પણ જપ, ધ્યાન, પ્રાર્થનાની પણ ખૂબ જરૂર છે. એ છે નાવનું સુકાન. સંધ્યાકાળે જરાક એકલાં બેસીએ, એટલે આખા દિવસમાં સારું-નરસું શું કર્યું, શું ના કર્યું, એના વિચાર આવે. પછી ગઈ કાલની મનની અવસ્થા સાથે આજની અવસ્થાની તુલના કરવી જોઈએ. કામકાજની સાથે સવાર-સાંજ જપ-ધ્યાન ન થાય, તો શું કરો છો ને શું નહિ, તે જાણવું શી રીતે ?

*

જેમ તોફાન વાદળાંને ઉડાડી મૂકે, તેમ પ્રભુના નામથી વિષયવાદળ ઊડી જાય.

*

ધ્યાન-જપનો એક નિયમિત સમય રાખવો બહુ જરૂરનો છે; કારણ કે ક્યારે 'ક્ષણ' વહે તે કહેવાય નહિ. જે ન થાય ધન-જનથી, તે થાય 'ક્ષણ'ના ગુણથી. એ અચાનક આવી પડે, ખબર ન પડે; એટલે ગમે તેટલી ગડબડ હોય, તોપણ નિયમ રાખવાનો ખૂબ જરૂર છે. (ક્ષણ=ધી ઓપોરચ્યુન મોમેન્ટ)

*

સંધિક્ષણે પ્રભુસ્મરણ કરવું એ ઉત્તમ. રાત્રિ જાય ને દિવસ આવે, દિવસ જાય ને રાત્રિ આવે, એ સંધિક્ષણ; એ વખતે મન પવિત્ર રહે.

*

ભગવાનનું નામસ્મરણ કરજો. નામ લેતાં લેતાં પ્રભુજ એક દિવસ ભવબંધન કાપી દેશે. પ્રભુ પોતે ન કાપે, ત્યાંસુધી ઉદ્ધાર થાય ? પ્રભુમાં ખૂબ વિશ્વાસ રાખજો. સંસારમાં જેમ માબાપ છોકરાંનો આધાર, તેમ ભગવાનને તમારો આધાર જાણજો.

*

જે જેટલું વધુ સાધન-ભજન કરશે, તે તેટલું જલદી દર્શન પામશે.

*

## 'મા'નાં વચનો "પોતાના વિષે"

'હું વૈકુંઠમાં નારાયણની પાસે લક્ષ્મીરૂપે હતી.'

*

'મારે વિષે શ્રી રામકૃષ્ણ કહેતા, એ ( શારદામણિ દેવી ) શારદા—સરસ્વતી—એટલે કળાપૂર્ણ રીતે શણગારવું પસંદ કરે; એ જ્ઞાન આપવા આવી છે. રૂપ હોય તો વળી અશુદ્ધ મનથી લોકો તેને જુએ, તેને લીધે તેમનું અકલ્યાણ થાય; એટલે આ વખતે રૂપ ઢાંકીને આવેલ છે.'

*

'શ્રી રામકૃષ્ણનો જગતની પ્રત્યેક સ્ત્રી પર માતૃભાવ હતો. એ માતૃભાવ જગતમાં ફેલાવવા માટે મને આ વખતે પાછળ રાખતા ગયા છે.'

*

'જુઓ, હું જીવતાં મને કોઈ ઓળખી શકશે નહિ; પછી સમજશે.'

*

'મારે (શિષ્યના આધ્યાત્મિક પ્રયાસમાં મદદરૂપે) જે કરી આપવાનું હતું, તે મેં એ (દીક્ષા આપી ત્યારે) એક જ વખતે કરી દીધું છે; પણ જો તરત શાંતિની ઇચ્છા હોય, તો સાધન-ભજન કરો; નહિતર (મારી દીક્ષાના પ્રભાવે) દેહાન્તસમયે તો જ્ઞાનલાભ થશે.'

*

'શ્રી રામકૃષ્ણ અને મને અભેદ ભાવે જોજો, અને જ્યારે જે ભાવે દર્શન થાય, ત્યારે તે જ ભાવે સ્તુતિ-ધ્યાન કરવાં. ધ્યાન થઈ રહે એટલે પૂજા પૂરી થઈ.'

*

## શ્રી રામકૃષ્ણ વિષે

શ્રી રામકૃષ્ણની અંદર ગુરુ, ઇષ્ટ બધું મળશે; એ જ બધું.

*

શ્રી રામકૃષ્ણનો એક ઉપદેશ ધારણ કરીને જો કોઈ તે પ્રમાણે ચાલી શકે, તો તેને બધું સાધન થઈ જાય.

*

શ્રી રામકૃષ્ણને ઇચ્છામૃત્યુ હતું.

*

શ્રી રામકૃષ્ણને જે ભોગ નિવેદન થાય, તેને શ્રી રામકૃષ્ણનાં નેત્રોમાંથી એક જ્યોતિ બહાર આવીને એ બધી વસ્તુઓને સ્પર્શ દ્વારા ચાખી જાય.

*

શ્રી રામકૃષ્ણ કહેતા, કે 'જેઓ મને યાદ કરશે, તેમને

માટે મારે અંતિમ કાળે હાજર રહેવું પડશે.' આ તેમના મુખની વાત !

*

શ્રી રામકૃષ્ણ હતા એક પ્રત્યક્ષદર્શી માણુસ. તેમણે બધું જોયું છે, બધું તેઓ જાણે છે. તેમની વાણી વેદવાક્ય !

*

હમેશાં યાદ રાખજો, કે સંસારમાં બીજું કોઈ ભલે ન હોય, પણુ મારું એક જણુ–'મા' છે. ઠાકુર પોતાના મુખથી કહી ગયા છે, કે 'મારા (ભક્ત) બધાને અંતિમ દિવસે દર્શન દઈશ જ. દર્શન દઈને નિત્યધામમાં સાથે લઈ જઈશ.'

*

'મારી પાસે જેઓ આવ્યા છે, જેઓ મારાં (દીક્ષા દ્વારા) સંતાન છે, તેમની મુક્તિ થયેલી જ છે. સાક્ષાત્ બ્રહ્માની તાકાત નથી, કે મારાં સંતાનને રસાતળમાં નાખે. બરાબર યાદ રાખજો, કે તમારી પાછળ ઠાકુર (શ્રી રામકૃષ્ણ) છે–હું છું.'

## વિવિધ

ખરાબમાંથી પણુ સારું લેવું જોઈએ.

*

જે હોય સુપ્રાણી, તેને માટે રડે મહાપ્રાણી (અંતરાત્મા).

*

તેલ ચોળેલી અવસ્થામાં કે સૂતેલી અવસ્થામાં કોઈને પ્રણામ ન કરવા.

*

માનવદેહ ધારણ કરે, ત્યારે જગજ્જનની પણ માનવ-રિવાજને અનુસરીને ચાલે.

*

જન્મ–મૃત્યુ એ મહાદુઃખ !

*

સંસારમાં થપ્પડ ખાઈને તો રામનામ ઘણા ય કરે; પણ નાનપણથી જ ફૂલ જેવું શુદ્ધ મન જે પ્રભુચરણે અર્પણ કરી શકે, તે જ ધન્ય !

*

જેમાં જે વસ્તુ જોઈએ, તેમાંથી તે બાદ કર્યે ચાલે નહિ.

*

સ્વામી–સ્ત્રી એકસરખાં મનનાં હોય, તો ધર્મલાભ થાય.

*

સ્ત્રીઓએ ભીને માથે ન રહેવું–આંખો બગડે.

*

જેનું જે પ્રાપ્ય, તેનાથી તેને વંચિત કરવું એ યોગ્ય નહિ. શાકભાજીનાં છાલ–પાંદડાં એ પણ ગાયનું પ્રાપ્ય; એ પણ ગાયને મોઢે નાખવાં જોઈએ.

*

દુઃખ જ ભગવાનનું દયાનું દાન. સંસારમાં દુઃખ કોને નથી પડ્યું ? વૃંદાએ શ્રીકૃષ્ણને કહ્યું હતું, કે 'કોણ કહે છે, કે તમે દયામય ? રામાવતારમાં સીતાને રડાવી, કૃષ્ણાવતારમાં રાધાને રોવરાવી રહ્યા છો અને કંસના કારાગારમાં દુઃખે–કષ્ટે દિનરાત કૃષ્ણ–કૃષ્ણ કરી રહ્યાં છે તમારાં માબાપ! છતાં ય તમારું સ્મરણ કરીએ તે એટલા સારુ, કે તમારા નામસ્મરણથી યમનો ભય રહે નહિ.'

*

પુણ્ય–પાપનો સારો–નરસો પ્રસંગ જ્યાં ચાલી રહ્યો હોય ત્યાં જેટલાં માણસો હોય, એ બધાંને એ પુણ્ય–પાપના થોડાક ને થોડાક ભાગી થવું જ પડે.

*

ગમે તેટલો મોટો મહાપુરુષ હોય ને, પણ દેહ ધારણ

કરીને આવે એટલે તેણે ભૂખ, તરસ, સુખદુ:ખાદિ દેહના ભોગ બધા લેવા જ જોઈએ. તફાવત એટલો, કે સાધારણ લોકો જાય રોતા રોતા, જ્યારે એ મહાપુરુષો જાય હસતા હસતા–મૃત્યુ જાણે કે રમત !

*

છાયા (છબી), કાયા ઘટ (શરીર), પટ (ચિત્ર): એ સમાન !

*

સુકાળની વાટ જોઈને પુણ્યકાર્યમાં વિલંબ કરો છો, પણ કાળ(મૃત્યુ)ની પાસે કાળ–અકાળનો વિચાર નથી. મૃત્યુનો જ જ્યાં કોઈ નિશ્ચિત કાળ નથી, ત્યાં સુયોગ મળતાં જ કાળ–અકાળની વાટ ન જોતાં પુણ્યકાર્ય કરી નાખવું સારું !

*

જ્યાં ત્યાં બહુ પૂછપૂછ કર્યા કરવું એ સારું નહિ. હજી એક વસ્તુ તો પૂરી પચાવી શકાય નહિ ત્યાં વળી દસ બાબતો મનમાં ઘુસાડીએ, તો આવા ને તેવા અનેક પ્રકારના વિચારોની ગડબડ મનમાં ઊભી થાય: માટે જે સાધનપ્રણાલી મળી છે, તેમાં ડૂબી જાઓ; જપ–ધ્યાન કરો, સતસંગમાં રહો, તો અહંકાર કોઈ રીતે માથું ઊંચું કરી શકે નહિ.

*

પૈસાની કમાણી માણસ મોટે ભાગે સદુપાયે કરી શકે નહિ; એથી મન બહુ જ મલિન થઈ જાય છે; એટલા માટે તમને કહું છું, કે પૈસાટકાની પંચાત બને તેટલી જલદી પતાવી નાખો. એ ભાંજગડમાં ઝાઝા દિવસ ગૂંથાયા રહેવાથી તેમાં આસક્તિ જન્મે; પૈસા એવી વસ્તુ છે. કદાચ મનમાં માનો, કે 'મને પૈસામાં આસક્તિ નથી, જ્યારે ઇચ્છા

થશે ત્યારે છોડી દેશું'; પણ ના, એ વાત કદી માનશો મા. જગતમાં સર્વ અનર્થોનું મૂળ છે 'પૈસો'!

*

મઠો અથવા જે સ્થાનોમાં સાધુ-સંન્યાસીઓ રહેતા હોય, એ સ્થાનોમાં સ્ત્રીઓને બહુ આવ-જા કરવાનું શારદામણિ દેવી પસંદ કરતાં નહિ. કહેતાં, કે 'જુઓ, બાઈ, તમે પવિત્ર, ભક્તિપૂર્ણ અંતરથી ત્યાં જાઓ, પણ તેથી તેમના (સાધુઓના) મનમાં જો પતન થાય, તો તેનું (એ પતનનું) પાપ તમને પણ લાગે.'

*

જેના પ્રત્યે જેવું કર્તવ્ય હોય, તે પ્રમાણે બજાવ્યે જવું; પણ હૃદયનો પ્રેમ તો એક ઈશ્વર સિવાય કોઈના ઉપર ઢોળતા નહિ; પ્રેમ રાખવાથી બહુ દુઃખ ભોગવવું પડે.

*

'હોય તે આપે, ન હોય તે જપે'; અર્થાત્ જેની પાસે પૈસાટકા વગેરેનું સામર્થ્ય હોય, તે ખૂબ દાન કરે; ને એ સામર્થ્ય ન હોય, તે ભગવાનના નામનો જપ કરે.

*

બહુ છોકરાં થવાં એ પણ એક પાપ!

*

કાશીમાં વિશ્વનાથનાં દર્શન-સ્પર્શથી પાપ ઓછાં થાય, તેથી દીર્ઘ આયુ થાય. વૃંદાવનમાં શંખનું જળ શરીર ઉપર પડે, પ્રસાદ ખવરાવે, એટલે દીર્ઘજીવી થાય.

*

રાજ્યકર્તાના પાપથી રાજ્યનો નાશ થાય; હિંસા, લુચ્ચાઈ, ખૂન, લૂંટ, પ્રજાને દુઃખ, દૈવી ઉત્પાત-જેવાં કે યુદ્ધ, દુકાળ, ભૂમિકંપ વગેરે થાય.

*

ભોગ્ય વસ્તુઓને લઈને રહો, એટલે તેનાં ભોગનાં સાધનો પણ આવે.

*

હલકાં કામમાં મન હમેશાં જાય. સારું કામ કરવા જાઓ, તો મન એ તરફ આગળ વધવાની જ ના પાડે! સારું કામ કરવાની ઇચ્છા હોય, તો અંદરથી ખૂબ જોર અને ખંત જોઈએ.

*

મન જો એક સ્થળે શાંતિથી રહે, તો તીર્થોમાં ભટકવાની શી જરૂર?

*

દોષ તો માણસમાં રહેલ જ છે; કેમ કરીને તેને સુધારવો એ કેટલાકને આવડે?

*

ઝીણી ઝીણી બાબતોમાં માણસને ઓળખવો જોઈએ.

*

જે જેટલી વધુ શક્તિ હજમ કરી શકે, તે તેટલો વધુ શક્તિમાન.

*

ઈશ્વરની 'હા'થી જગતનું બધું થાય છે; 'ના'થી લોપ થાય છે. જે થયું છે, તે બધું એક સાથે થયું છે—એક પછી એક કરીને થયું નથી. કલ્પ પૂરો થતાં સર્વ જાણે ઊંઘમાંથી ઊઠે.

*

વૈષ્ણવ-મત પ્રમાણે મૂઆ પછી ભગવતકીર્તન, મહોત્સવ વગેરે કરે, એટલે પ્રેતનો ઉદ્ધાર થાય; શ્રાદ્ધાદિ કર્યેથી નહિ.

*

ભગવાને આંગળાં આપ્યાં છે, તો મંત્રજપ કરીને તેને સાર્થક કરજો.

*

ઈશ્વરેચ્છા સિવાય કશું બની શકે નહિ, એક તણખલું સુદ્ધાં હાલે નહિ. જ્યારે જીવનો સુખસમય આવે, ત્યારે ધ્યાન–ચિંતવન વગેરે થાય. કુસમયે કુપ્રવૃત્તિ, ખરાબ સંજોગો વગેરે આવે. જેવી ઈશ્વરની ઇચ્છા તે પ્રમાણે બધું આવે; ભગવાન જ એ મન દ્વારા કર્મ કરાવી લે. તેમણે બધું નક્કી કરી રાખેલું છે. કોઈ ઈશ્વર ઉપર બરાબર આધાર રાખે, તો તે તેનું બધું બરાબર કરી દે; માટે બધું સહ્યે જવું જોઈએ; કારણ કે કર્માનુસારે બધું ભેગું થાય ને કર્મ દ્વારા કર્મ કપાય.

*

ખૂબ સાવધાનતાથી રહેવું જોઈએ. પ્રત્યેક કર્મનું ફળ છે જ; માટે કોઈને દુઃખ દેવું કે કડવું વેણ કહેવું એ સારું નહિ.

*

શરદપૂર્ણિમાની રાતે લક્ષ્મી વૈકુંઠમાંથી પૃથ્વી પર આવે. જ્યાં જ્યાં તેમની દૃષ્ટિ હોય, ત્યાં ત્યાં જાય અને પૂજા સ્વીકારે.

*

સહનશીલતાથી મોટો બીજો એકે ગુણ નથી.

*

ઉન્નત પુરુષ સિવાય બીજા બધાને એક વરસ પ્રેતયોનિમાં રહેવું પડે. પછી ગયામાં પિંડદાન, મહોત્સવાદિ તે પ્રેતને ઉદ્દેશીને કરવામાં આવે, એટલે પ્રેતયોનિમાંથી મુક્ત થઈને ભગવાનના ધામમાં જાય, અથવા બીજા લોકોમાં જઈને સુખ ભોગવે. વળી ત્યાંથી સમય આવતાં વાસનાનુસાર જન્મ થાય. કોઈને વળી ત્યાંથી જ મુક્તિ થાય; પણ આ જન્મમાં

સુકૃત કર્યાં હોય, તો પ્રેતશરીરમાં પણ જ્ઞાન-ચૈતન્યનું ભાન સાવ લોપાય નહિ. ગયામાં પિંડદાન કરવાથી તે જીવ ભગવાનની પાસે જાય. ત્યાં રહીને વળી વાસનાનુસારે પૃથ્વીમાં જન્મ લે. ત્યાંથી કોઈક મુક્તિલાભ કરે તો કોઈ વળી નીચ યોનિઓમાં ભોગ ભોગવે. એમ ચક્રની માફક સૃષ્ટિ ચાલ્યા કરે છે. જે જન્મમાં મન વાસનાશૂન્ય થાય એ અંતિમ જન્મ. જેમની પાછળ ગયામાં પિંડદાન ન થાય, તેમના વંશમાં જ્યાંસુધી કોઈ ભાગ્યવાન જન્મ લઈને ગયામાં પિંડ ન આપે કે શ્રાદ્ધાદિ ઊર્ધ્વદૈહિક ક્રિયા ન કરે, તેટલા કાળ સુધી પ્રેતદેહમાં રહેવું પડે.

*

પ્રભુને નિવેદન કરેલો પ્રસાદ ખાવાથી ચિત્તશુદ્ધિ થાય; વગર અર્પણ કર્યું અન્ન ખાધે ચિત્ત મલિન થાય.

*

ભાંગતાં તો સહુને આવડે; ઘડી શકે કેટલા ? નિંદા-મશ્કરી સહુ કરી શકે, પણ કેમ કરીને માણસને સુધારવો તે કેટલા કરી શકે ? દુર્બળતા તો માણસમાં છે જ: મનુષ્ય માત્ર ભૂલને પાત્ર !

*

વાસનાને લીધે જ દેહધારણ થાય. જરા સરખી પણ વાસના ન હોય તો દેહ રહે નહિ. સંપૂર્ણ નિર્વાસના થાય તો તો જન્મમરણનો ફેરો ટળી ગયો.

*

વાસનાઓ મટી જાય તો જ નિર્વાણ મળે; નહિતર કોઈ રીતે નહિ—ભલેને ગંગાજીમાં દેહત્યાગ થાય. વાસના પૂરી ન થઈ હોય, ને છેલ્લો જન્મ હોય તો ય શું ?

*

દેહ ધારણ કર્યે શક્તિ સીમાબદ્ધ થાય.

*

દેવતાઓ બે પ્રકારના: એક પ્રકારના કાષ્ઠ–પથ્થરની પ્રતિમાની પેઠે યુગયુગાંતરથી ધ્યાનમગ્ન અને બીજા પ્રકારના અવતારી પુરુષની સાથે સાંગોપાંગ રૂપે લીલાસહચર થઈને આવે.

*

મૃત્યુસમયે અવાચક થયા પહેલાં જે ભાવના હોય, જે ભાવના સાથે અચેતન થયેલ છે, તે ભાવનાનુસારે જીવની ગતિ થાય !

*

વાતોમાં બહુ મત્ત થવું એ સારું નહિ. નરસાનું ચિંતન કરતાં કરતાં દુઃખી થવું પડે.

*

માણસ પોતાનો સ્વભાવ છોડી શકે નહિ. ચૈતન્યદેવ કહેતા, કે 'પોતાનો પૂર્વસ્વભાવ છોડીને જે મને ભજે તેને હું ભજું'.

*

નદીઘાટે નહાવા જાઓ ત્યારે ઘાટ ઉપર જો મેલું કે કચરો પડેલાં હોય, તો તે પાણી ઢોળીને સાફ કરી નાખજો; એથી બીજા અનેક માણસોને સુખ સગવડ થશે અને તેમને જે શાંતિ મળશે, તેમાંથી તમારું કલ્યાણ થશે–તમને પણ શાંતિ મળશે.

*

ધારો કે બાજુના ઓરડામાં સોનાની પાટ પડી છે. એક ચોરને આ બાજુના ઓરડામાંથી તેની ખબર પડી ગઈ, પણ વચ્ચે ભીંત હોવાથી તેનાથી લઈ શકાતી નથી. રાતે એ માણસને ઊંઘ આવે ખરી કે ? આખી રાત તે એમ જ વિચાર

કર્યા કરે, કે કઈ રીતે સોનાની પાટ હાથમાં આવે? તેમ અમુક પ્રકારનો એક ઈશ્વર છે એ જો માણસ બરાબર સમજી શકે, તો પછી તે શું સંસાર કરી શકે ખરો?

*

ક્ષુદ્ર જગ્યામાં રહેવાથી મન પણ ક્ષુદ્ર થઈ જાય; છૂટી જગ્યામાં રહેવાથી મન પણ છૂટું થાય.

*

કળિયુગમાં કેવળ સત્યની નિષ્ઠા રાખે, તો ભગવાનલાભ થાય. જેણે સત્યવચનને પકડી રાખેલ છે, તે ભગવાનના ખોળામાં સૂતેલ છે.

*

સંસારમાં રહીએ ત્યાંસુધી જાતિવિચાર માનીને ચાલવું.

*

શ્રી રામકૃષ્ણનું સ્વપ્ન આવે, તો તે સાચું, પણ કોઈને કહેવું નહિ.

*

બહુ પાપ–મહાપાપ ન કર્યું હોય, તો મન અશુદ્ધ ન થાય. આભડછેટ હદ ઉપરાંત સારી નહિ–એ અશુદ્ધ મનની નિશાની!

*

ગંગાસ્નાનથી રોજનાં પાપ રોજ ધોવાય. ગંગાકિનારે ચાર કોશ સુધી પવિત્ર હવા આવે.

*

મનનો સ્વભાવ જ નીચી બાજુએ–ભોગ ભણી જવાનો!

*

મુખ્ય વાત એ છે, કે ભગવાનમાં મતિ થવી !

*

ક્ષણિક આવેગ આવીને કેટલાક માણસો ભલે ને મોટાં કામો કરી નાખી શકે, પણ માણસની દરેક ઝીણા ઝીણા કામમાં શ્રદ્ધા જોઈને તેને બરાબર ઓળખી શકાય.

*

મનુષ્ય હજાર ઉપકાર કરે, પણ જો જરાક દોષ થઈ જાય, તો સામાનું મોઢું તરત વાંકું થઈ જાય. માણસ કેવળ દોષ જ દેખે. ગુણ જોવા જોઈએ.

*

કેટલા જણ પ્રભુને ખરેખર ઇચ્છે છે ? એવી આતુરતા કયાં છે ? આટલી બધી ભક્તિ, આકુળતા ઉપર ઉપરથી દેખાડે, પણ જરાક ભોગની વસ્તુ પ્રાપ્ત થતાં જ સંતુષ્ટ ! કહે, કે 'અહા ! શી પ્રભુની દયા !'

*

ગાળ કઈ સારી ?—ગાળમાં વળી સારી ખરાબ ?—હા, પૈસાની ગાળ સારી. કોઈ માણસને કહો, કે 'તમે ખૂબ પૈસાવાળા'; તો તે સાંભળીને મોઢેથી ભલે અસંતોષ અથવા દીનતા દેખાડે, પણ તેનું અંતર ખૂબ ખુશ થાય.

*

માગે તે ગરીબ.

*

કોઈની પાસે એક દોઢિયાને માટે પણ હાથ લાંબો કરતા નહિ. એક દોઢિયા સારુ જો કોઈની પાસે હાથ લાંબો થયો, તો પછી તેની પાસે માથું વેચાયેલું રહેશે. મનને એક વાર માગવાની કુટેવ પડી, એટલે તેનું સ્વાતંત્ર્ય સાવ ગયું સમજો.

*

ઝાડુ (સાવરણી) જેવી હલકી વસ્તુને પણ કામ થઈ રહે એટલે જ્યાં ત્યાં ફેંકવી નહિ; કારણ કે જેને રાખો તે રાખે. સંસારનું એ પણ એક અંગ છે. એ દૃષ્ટિથી પણ તેની એક પ્રકારની યોગ્યતા છે. જેની જેવી યોગ્યતા તે પ્રકારે તેને સન્માન દેવું જોઈએ. ઝાડુ(સાવરણી)ને પણ હળવેકથી યોગ્ય સ્થાને મૂકીને સન્માન આપવું જોઈએ. સામાન્ય કામ પણ શ્રદ્ધા-પૂર્વક કરવું જોઈએ.

*

મસ્તક ગુરુનું સ્થાન. માથે પગ ન મુકાય–કૂતરાં બિલાડાંને માથે પણ ન મુકાય.

*

ફૂલ દેવસેવામાં વપરાય તો સહુથી ઉત્તમ; નહિતર ઝાડ ઉપર સુકાઈ જાય તે સારું ! શોખીન લોકો વડે હાથમાં ઝલાઈને ઘડીક સુંઘાઈને પછી ક્યાંય જમીન પર પડીને જોડા નીચે કચરાય એ ફૂલનું અપમાન છે.

*

સામાના મનને આઘાત થાય એવી વાત કહેવાય ? વાત સાચી હોય, તો પણ અણુગમતી રીતે કહેવી નહિ. મોઢા પર કહેતાં કહેતાં છેવટે એવો સ્વભાવ પડી જાય; માણસને આંખની શરમ ભાંગી જાય, તો પછી તેને મોઢે કશો બંધ જ ન રહે.

*

જેઓ પરમાર્થનું ખૂબ ચિંતવન કરે, તેમનું મન ખૂબ સૂક્ષ્મ, શુદ્ધ થઈ જાય. એ મન જેને પકડે, તેને તે ખૂબ જોરથી વળગી રહે–એટલે કયારેક વળી આસક્તિના જેવું લાગે.

*

પોતાના ઇષ્ટમંત્રથી બધા દેવોની પૂજા કરી શકાય.

*

દોષ તો મનુષ્ય કરશે જ—એ સામું ન જોવું; એથી પોતાને જ હાનિ થાય. બીજાના દોષ દેખતાં દેખતાં આંખો દૂષિત થઈ જાય અને છેવટે દોષ જ દેખાય.

*

જુઓ, માણસને ચાહીએ તો દુ:ખ–કષ્ટ ભોગવવાં પડે. ભગવાનને જે ચાહી શકે, તે જ ધન્ય થાય–તેને દુ:ખ–કષ્ટ રહે નહિ.

*

તેલ ચોળીને ગંગાસ્નાન કરવું નહિ.

*

મહાન થાય તે એક જ થાય. તેની સાથે બીજાની તુલના થાય નહિ.

*

સર્વ સહન કરો.

*

જુઓ, તમે કેવળ 'વંદે માતરમ્'ની બૂમો પાડીને ખાલી દેખાવ કરતા નહિ; પણ ચરખો ચલાવો, શાળ પર વણો, એ બધું કામ કરજો.

*

આ ત્રણથી ખૂબ સાવધાન રહીને ચાલવું :–(૧) નદી કાંઠે નિવાસસ્થાન; ગમે તે વખતે પાણી આવીને ઘર તાણી જાય. (૨) સાપ; દેખતાં જ સાવધાન રહેવું જોઈએ; કયારે આવીને કરડે તેનું કહેવાય નહિ. (૩) સાધુ; તેની કઈ વાતથી ગૃહસ્થનું અમંગલ થઈ જાય એ ખબર ન પડે. સાધુઓને

જોઈને ભક્તિ–શ્રદ્ધા દર્શાવવી; કોઈ રીતે સામે બોલીને તેમનું અપમાન કરવું એ ઠીક નથી.

*

જો કલ્યાણની ઇચ્છા હોય, તો મન–પ્રાણથી પ્રભુના શરણાગત થાઓ.

*

બીજા ગમે તેમ કહે, પણ ભગવાનનું સ્મરણ કરીને જે હિતકર લાગે તે કરવું.

*

દુઃખ–કષ્ટ પામવા છતાં ભગવાનને જે વળગી રહે, તે જરૂર ભગવાનલાભ કરે.

*

સવાર–સાંજ મગજ ઠંડું રાખીને જપ–ધ્યાન કરજો.

*

જો શાંતિ ચાહતા હો, તો કોઈના દોષ દેખતા નહિ. દોષ દેખો પોતાના. જગતને પોતાનું કરી લેતાં શીખો. કોઈ પારકું નથી. જગત તમારું છે.

* * *

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



૮. **ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ "સમાજશાસ્ત્રી"
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો ૦–૧૦

૯. **ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું જીવનચિત્ર ૦–૧૦

૧૦. **ગૃહજીવનનાં દૃશ્યો :** (સચિત્ર) લેખિકા: શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૦–૧૦

૧૧. **મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૦–૧૦

૧૨. **આરોગ્યસાધના :** (સચિત્ર) લે૦ ડુંગરશી ધ૦ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૦–૧૦

૧૩. **ભગવાનનાં છોરુ :** (સચિત્ર) લે૦ પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર ૦–૧૦

## નીચેનાં પાંચ પુસ્તકો હવે પછી પ્રકટ થશે

પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે
જાહેરાત કરવામાં આવશે. આજની ધારણા પ્રમાણે
એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે:

૧૪. **રવીન્દ્ર–જીવન :**
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પ્રેરણાત્મક પરિચય

૧૫. **ગુજરાતના સેવકો :**
★ આજના ગુજરાતને ઘડનારા મૂંગા સેવકોની જીવનકથા

૧૬. **માતૃત્વ :**
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

૧૭. **જાગ્રત નારી :**
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો

૧૮. **સાહસકથાઓ :**
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ભદ્ર પાસે–**અમદાવાદ** અને કાલબાદેવી રોડ–**મુંબઈ–૨**

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# 'આમ સાહિત્યશ્રેણી'

આ ગ્રંથાવલિમાં જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતે બહાર પડે છે. હાલ નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ થયાં છે:–

| | | |
|---|---|---|
| **ગીતાસંકલન**–સંપાદક: શ્રી૦ રમણ મહર્ષિ: મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજા બે સંકલનો સાથે | ૫૨ | ૦–૩ |
| **વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું સરળ પુસ્તક | ૫૨ | ૦–૩ |
| **જેસલ અને તોરલ** તથા **ગોપીચંદ ને જાલંધર**– ,, | ૫૬ | ૦–૩ |
| **મેનાવતી ને ગોપીચંદ** તથા **ભર્તૃહરિ ને વિક્રમ**–'કલાપી'કૃત | ૪૮ | ૦–૩ |
| **કણ્ઠાભરણમ્**–ચૂંટી કાઢેલા પ્રાર્થના–મંત્રો–અર્થ સાથે ... | ૬૪ | ૦–૩ |
| **ઉચ્ચ જીવન**:–ડૉ. હરિપ્રસાદ દેસાઈ ... ... ... ... | ૫૬ | ૦–૩ |
| **ધ્યાન અને જ્ઞાન**–સ્વામી માધવતીર્થ ... ... ... ... | ૪૮ | ૦–૩ |
| **ઉત્તરગીતા**–અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વબોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... | ૬૪ | ૦–૬ |
| **જ્ઞાનનાં ઝરણાં**:–સ્વામી માધવતીર્થ ... ... ... ... | ૬૪ | ૦–૩ |
| **સુવર્ણયુગ**–(જ્યારે અસ્પૃશ્યતા નહોતી) શ્રી. કનૈયાલાલ મુનશીના લેખોનો સંગ્રહ | ૯૬ | ૦–૮ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**–ઉપદેશયુક્ત સંવાદ આધુનિક અને રામાયણ યુગની તુલના સાથે | ૧૬૪ | ૦–૪ |
| **મનને**–એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... | ૪૦ | ૦–૩ |
| **જયભારતી**–(કાવ્ય) શ્રી. 'શયદા'કૃત ભારતની ચડતી–પડતીનું દિગ્દર્શન ... ... ... ... | ૩૬ | ૦–૬ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–લેખક: પુરાતન બુચ: જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યનું ટૂંકું જીવન અને કવન ... | ૪૮ | ૦–૩ |

છેલ્લી અર્ધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**—એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતના મહાન સિદ્ધાંત વિચાર્યા, જાહેર કર્યા ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.



૧૮૭૪ / ૧૯૪૨

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી, જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણ સો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને સર્વ રીતે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यम्**' એ ગીતાસૂત્ર પ્રમાણે છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે, અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં—હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ ને મુંબઈ–૨